# ગુજરાતી ચોથી ચોપડીના અર્થ.

કવિતાની સમજુતી તથા વાઘેલા વંશસુધી ગુજરાત
દેશના સંક્ષિપ્ત ઇતિહાસ વગેરે.

બનાવનાર

## ફકીરભાઈ કાશીદાસ

સુરતની નામદાર સર જમશેદજી જીજીભાઈવાળી નંબર
પહેલાની છોકરાઓની નિશાળના વડા માજી માસ્તર

તેના છોકરા નવીનદાસ ફકીરભાઈનીવતી
છપાવી પ્રસિદ્ધ કરનાર

**ડાહ્યાભાઈ જગજીવનદાસ.**

સુધારો તથા વધારો કરેલી (આવૃત્તિ ચોથી.)





**મુંબઈ,**

ધિ પારસી પ્રિન્ટિંગ પ્રેસમાં
[illegible] નારણજીએ છાપી છે.

સન ૧૮૯૫.

**કિંમત સાડા ચાર આના.**

૨૩૫૪

# गूजराती चोथी चोपडीना अर्थ.

હાલમાં છોકરાઓએ ગુજરાતી ત્રીજા ધોરણમાં ચોથી ચોપડી શીખવા માંડી, એટલે પાઠમાં આવેલો દરએક શબ્દ વ્યાકરણમાં કયા વર્ગનો ગણાય છે તે તેઓએ સારી પેઠે જાણવું જોઇએ, તેટલા સારૂ દરએક શબ્દના અર્થની સાથે વ્યાકરણનો વર્ગ લખી જણાવ્યો છે, અને તેની સમજવાની નિશાની ટુંકામાં નીચે મુજબ કરી છે તે પ્રમાણે વાંચીને સમજી લેવું.

(ના) નામ. (વિ) વિશેષણ. (અ) અવ્યય.
(સ) સર્વનામ. (ક્રિ) ક્રિયાપદ. (કૃ) કૃદંત.

પાઠ ૧લો.

મઢાવીશું(ક્રિ)સારૂ કરાવીશું.
ગમશે(ક્રિ)પસંદ પડશે; સારી લાગશે.
વાર(ના)વખત.
પાછલી(વિ)પછાડીની.
રાજી(વિ)મગન; ખુશી.
સુંદર(વિ)સારી.
ચાહે(ક્રિ)માંગે; ઇચ્છે.
કામ(ના)ધંધો.
નવરા(વિ)કામથી પરવારેલા.
પેહેલાં(અ)અગાઉ.
વસ્તુ(ના) ચીજ.
પરમેશ્વર (ના) મોટો ઇશ્વર; પ્રભુ.
પશુ(ના)ચોપગાં જાનવર; ચોપગાં પશુ.
પંખી (ના) પાંખવાળા પક્ષી.
આકાશ(ના) ગગન.
પૃથ્વી(ના)દુનિયા.
સાંભરેછે(ક્રિ)યાદ આવે છે.
ભાયડા(ના)મરદો.
બાઈડી(ના)બઇરીઓ.
છોડીઓ(ના) છોકરીઓ.
કીડા(ના)જીવડા.
ચંદ્રમાં (ના) ચાંદો.
જગત (ના) દુનિયા.
સર્વે(વિ) બધું, સઘળું.
સરજ્યું(ક્રિ)પેદા કીધું.
વિના (અ) વગર.
દેખતા (ક્રિ) જોતા.
સદા (અ) રોજ.
ઘરઘડી(અ) વારેવારે.
માલમ(વિ)યાદ, ફામ.
છાનું (વિ) ગુપ્ત.
ખોટું(વિ)ખરાબ,ભુંડું.
શિક્ષા(ના) સજા.

પાઠ ૨જો.

જગત(ના)પૃથ્વી,દુનિયા
રેનડીઅર(ના)સાબરના

જેવું શીંગડાં વાળું જનાવર.
ગરૂડ(ના)મોટા પક્ષીનું નામ છે.
શીખવાનું(કૃ)ભણવાનું.
દેશ(ના)મુલક.
વસે છે (ક્રિ) રેહે છે.
બોલી (ના) ભાષા.
જાત(ના) તરેહ,પ્રકાર.
જનાવર (ના) ચોપગાં જાનવર—પશુ.
સિંહ(ના)મોટા જબરા પશુનું નામછે.
આંબા(ના) કેરીનાંઝાડ
નાળિએરી(ના) નાળિએરનાં ઝાડ.
ખજારી(ના) ખજુરાનાં ઝાડ.
ટાઢ (ના) ઠંડ,હીમ.
મુલક(ના)દેશ.
અનાજ (ના) દાણો.
ફળ(ના લીલો મેવા.
નીપજે છે(ક્રિ)પાકે છે.
ભોંય (ના) જમીન.
ધાતુ(ના) સોનું, રૂપું ત્રાંબું, લોઢું વગેરે.

પર્વત(ના,મોટાપાહાડ
કોતર (ના) ગુફા.
મેદાન (ના)મોટી પોહોળી ખુલ્લી જગ્યા.
સરોવર(ના)મોટું તળાવ,ચોતરફ જમીનને વચમાંપાણીતે.
અવાજ (ના) સાદ.
કિનારે (ના) કાંઠે.
દરિઓ (ના) સમુદ્ર.
છોળો (ના) છાલકો.
અથડાતી(કૃ)અફળાતી
પાહાડ(ના)મોટા ડુંગરો જોડાઇને ઊંચા ગયલા તે.
ઊના( વિ) ગરમ.
ઝરણ(ના ધીમે ધીમે પાણી વેહે તે, વહેળા.
જગ્યા (ના) ઠેકાણું.
પાલીઆં(વિ) ખરાબ, પીઅનેમાંદાપડેએવાં.
માંદા (વિ) કાહેલી.
મુદ્દલ (વિ) બીલકુલ.
થંડા (વિ) ટાઢવાળા.
ભોંયરાં (ના)ભોંય તળિઆ નીચેનાં ઘર.
હેઠે(અ)નીચે, હેઠળ.

ફુંફ (ના) ગરમી.
ગુજરાતી(વિ) ગુજરાતના.

પાઠ ૩જો.

પ્રાર્થના (ના) સ્તુતિ, ભક્તિ, બંદગી.
સંસાર(ના) દુનિઆ.
પર્વત(ના)મોટાપાહાડ.
જોમ (ના) જોર.
દાતાર(ના) સખી, આપનાર, દોલો માણસ.
પ્રાણીઆ (ના) જીવડા, જીવવાળો માણસ.
હરવું (ક્રિ) ફરવું.
ઇશ્વર(ના) પ્રભુ.
તૈયાર(વિ) તરત કામમાં આવે એવા.
શોભિતા (વ) શોભાયમાન, શોભાવંતા.
સોમ(ના)ચંદ્રમાં.
રચ્યાં( ક્રિ)બનાવ્યાં.
જબરૂં (વિ) ભારે,મોટું
અદકાં (વિ) વધારે.
જ્ઞાન (ના) સમજણ, અક્કલ.
ભૂલે (ક્રિ) વિસરે.
આપી(વિ)ચંડાળ,દુષ્ટ.

ઉપકાર (ના) પાડ.
ફાપ(ક્રિ)મટાડ.
ફલેશ(ના)ફજીઆ, કં-
કાસ.
કંકાસ (ના) કજીઆ,
લડાઇ.
પરિતાપ(ના) સંતાપ.
કુમતિ(ના)નઠારી બુ-
દ્ધિ, ખરાબ વિચાર.
કરૂણા(ના)દયા, મેહેર.
કષ્ટ (ના) દુઃખ.
સુખ(ના) ચેન, મજા.

## (કવિતાની સમજુતી). (૧).

અરે ! પ્રભુ તું તો એકજ છે. તેં આખી દુનિયા પેદા કરી છે, પૃથ્વી, પાણી, અને પર્વતો એ બધુ તેંજ બનાવ્યું છે. (૧) તારા મઝા ના શોભાયમાન, સૂરજ ને વળી ચંદ્રમાં, તે બધાને તેંજ બનાવ્યા છે, એ તારૂં પ્રભુ મોટું જોર છે. (૨) અમને બધી વાતની સમજણ ને અ મારામાં બધા ગુણો છે, તેનો પ્રભુ તુંજ આપનાર છે; કોઇ ચંડાળ મા ણસ હોય તે એ બધો તારો આભાર ભુલી જાય. (૩) માટે હે ઇશ્વર તું કજીઆ લડાઇ ટંટા જે હોય તેનું મોં કાળું કર એટલે તે કાહાડી ના ખ, ને પાપનો મોટો જે સંતાપ તેને પણ દૂર કર, અને અમારા બધા દુઃખ મટાડીને સઘળી વાતે અમને સુખી કર. (૪).

### પાઠ ૪થો.

પરગજુ(વિ) પરોપકા-
રી, પર કલ્યાણી.
ઢેબરાં(ના)જુવાર બા-
જરીના જાડારોટલા.
બીક (ના) બીક, ડર.
અધમુઓ (વિ) અડધો
મરેલો, મુડદાલ.
દેખાડ્યું(ક્રિ)બતાવ્યું.
ગમ(ના)તરફ, બાજુ.
દયા(ના) રેહેમ.
વહેલો(વિ)જલદી.
માંદા(વિ)કાયલી,આજા
રી.
કૂવા(ના)ખાડા.
લેવાઇ ગયો(ક્રિ)મુડદા.
લ જેવો થઇ ગયો.
શક્તિ(ના)જોર.
ઉઠાડવા(કૃ)ઉભોકરવા.
દુઃખ(ના)સંકટ,પીડા.
છોડવું(ક્રિ) કાહાડવું.
સંભાળ(ના) બરદાસ.
કલા(ના)બાચકા,ચોડા.
તપેલી(ના)પાતેલી.
ટટાર(વિ)હોંશિયાર.
ચરવા(કૃ)ઘાસ ખાવા.

### પાઠ ૫મો.

આચડીઆં(ના)તરખ-
ર, કાંકાં.
મેહેનત(ના)કોશિશ.
સૂઝતો(કૃ)દેખાતો.
બાપુ(ના)બચ્ચા,ભાઇ.
પલલીસ(ક્રિ)ભીંજાઇશ
ભણી(અ)તરફ.
કાઢ્યું(ક્રિ)બાહારઆંણ્યું.
સાદ(ના) અવાજ.

ટોપલા (ના) વાંસની છાલની બનાવેલી મોટી ટોપલી.
આફુસ(ના)બીન રેસા દાર કેરીની જાત.
કલમ(ના)લાંબડી કેરી ની જાત.
થીર(વિ)હાલ્યાવગરનો
મૂળ(ના)મુળિઆં,જડ.
થડ(ના) ઝાડની મોટી શાખા.
ડાળીઓ(ના) ડાળામાં થી ફુટેલીમોટીશાખા.
પાંદડાં (ના) પાંતરાં.
મોર(ના)આંબાનાં ફૂલ
તુરા(વિ)ફિક્કા.
છોતું(ના)પડ.
કઠણુ(વિ)સખત.
અથાણાં(ના)આથણાં.
ખરો(વિ)સખત,ઘણો
ગળી(વિ)મીઠી.
લટકેલી(કૃ)ટીંગાએલી.
બજાર(ના)ચૌટું.
સરસ(વિ)સારી.

પાઠ ૧૦મો.

માબાપ(ના)માતા પિ- તા, માત તાત.
આજ્ઞા(ના)હુકમ.
સંભાળ(ના)બરદાસ.
ધર્મ(ના) ફરજ, કામ.
પાડ(ના)ઉપકાર.
ભોગવવું(ક્રિ)વાપરવું, ફોડી લેવું.
બદલો(ના)પાડ.
આભાર(ના)ઉપકાર.
ભુંડા(વિ)ખરાબ.
માનવી(ક્રિ)પાળવી.
સારૂં નરસું(વિ) સારૂં નઠારૂં.
આડું(વિ)વાંકું,ઉલટું
રળીને(કૃ) પેદા કરીને.
નભાવેછે(ક્રિ)ચલાવેછે
માન(ના)આબરૂ.
ઉછેર્યાં(ક્રિ)મોટા કર્યાં.
વેઠ્યું(ક્રિ)ખમ્યું.
ઘરડાં(વિ)બુઢ્ઢાં, જઈફ
હેત(ના)પ્યાર.
વેળા(ના)વખત.
પજવવાં(ક્રિ)કાયરકર- વા. દુઃખ દેવું.

પાઠ ૧૧મો.

નઠારો(વિ)ખરાબ.
પરખવું(ક્રિ)જાણવું.
બેફિકર(વિ) ચિંતાવ- ગરનું.
કાયર(વિ)હેરાન.
ઠરતા(ક્રિ)સ્થિરરેહેતા.
પૂરો(વિ)બરાબર.
ભૂલો(ના)ચુકો.
ઠામઠામ (ના) ઠેકાણે ઠેકાણે.
અચકાય (ક્રિ) અટકે, ખાંચો ખાય.
શરમાતો(કૃ)લજવાતો.
આળસ(ના)સુસ્તી.
બેફિકરાઇ(ના)બેપરવા
મેલા(વિ)ધુળવાળા.
ઝટ(અ)જલદી.
વર્ગ(ના)હાર,કલાસ.
હરકત(ના)અક્ષર.
બેવકૂફ(વિ)મુર્ખ.
અથડાય(ક્રિ)અફળાય.
પંડે(વિ)જાતે,પોતે.
કડવો(વિ)નઠારો.
મન(ના)ચિત્ત.
છૂટી(ના)રજા.
વાટ(ના)રાહા.
નડે(ક્રિ)કાયર કરે.
મસ્તી(ના)તોફાન.
ફજેત(વિ)બેઇજ્જત.

પાઠ ૧૨મો.
ગુરૂજી(ના)મેહેતાજી.
સમીસાંજ(ના)સંધ્યાકાળ.
પાય(ના)પગ.
લવારો(ના)બકબકાટ.
ગવાબો (ના) બચકો, છાબ.
પોથી(ના)ચોપડી.
લીખ(ના) જૂ, જૂનાં ઈંડાં.
આપ(સ)પોતે, જાતે.
ધારે(ક્રિ)માને,વિચારે.
ધારો (ના)કાયદો.
ધ્રૂજે(ક્રિ)થરથરે, કાંપે.
જોડણી(ના)અક્ષરજોડવાનું કામ.
અતિશે(વિ) ઘણીજ.
ચિંતા(ના)ફિકર.
ચૂક(ના)ભૂલ.
લેખણો(ના)કલમો.
ઘેલી(ના)ગાંડી.
લેખીએ(ક્રિ)જોઇએ.
લૂગડાં(ના)કપડાં.

## ( કવિતાની સમજુતી ). (૩).

જે નઠારો નિશાળીઓ હોય તે નિશાળમાં બધા છોકરો આવી રહ્યા પછી પોતે આવે, ને બીજા સૌ બેશી રહ્યા પછી પોતે બેસે, મેહેતાજી જે ધારા પ્રમાણે ચાલવાને કેહે તે પ્રમાણે ચાલે નહીં, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો, (કંઇજ નહીં). (૧). તે નઠારા નિશાળીઆને સાંઝ પડે કે સૂવાનું મન થાય, પછી પાઠ વાંચતાં પોતાના પગ થરથર ધ્રૂજ્યા કરે, લખવા બેસેતો લીસોટા લીસોટા પાડે ને ભણવા બેસે તો બકબકાટ કર્યા જાય, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૨). શબ્દોની બરાબર જોડણી પણ તેને આવડે નહીં, ને મનમાં ઘણી ફિકર નહીં તેથી ઘણી ભૂલો તેને પડે, કલમો ભાંગીને બધી તે એકઠી કર્યાકરે, તો તે નઠારો નિશાળે જઇને શું શિખવાનો હતો. (૩). તેના ધુળવાળા હાથથી તે ચોપડી પણ મેલી કરે, જેમ કોઇ ગાંડી છોકરી હોય ને તે બધું એકઠું કર્યાં કરે તેમ તે કરે તેના લુગડાંમાં આપણે હજારો જૂ જોઇએ, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. (૪).

પાઠ ૧૩મો.
આરો(ના)પાર, છેડો.
માકડો(ના)રાતામોંનો વાંદરો.
સંગ(ના)સોબત.
પિતા(ના)બાપ, તાત.

| | | |
|---|---|---|
| પ્રકાશવું(ક્રિ)તેજકરવું. | કશી(નિ)કંઇ પણ. | નઠારો. |
| માતા(ના)મા, માજી. | વઢે(ક્રિ) લડે. | ફૂટયો(ક્રિ)ફૂટેલો, અ- |
| રૂપ(ના)કાન્તિ. | આડ પાસે=આડી બા- | ભાગીઓ. |
| પુત્ર(ના)છોકરો. | જુએ. | પ્યારો(વિ)વહાલો. |
| કર્મ(ના)નસીબ, કામ. | પુરૂં(વિ બરાબર. | જોર(ના)બળ. |
| ઠોઠ(વિ)અણઘડ. | ખરો બોલ-સાચીશી | ઠીક(ક્રિ)બરાબર. |
| વડી(વિ)મોટી. | ખામણ. | હાથો(વિ)અમથો. |
| બાળકો(ના)બચ્ચાંઓ. | સુણી(કૃ)સાંભળી. | ભીખીને કૃ ભીખ માં |
| ટાળજો(ક્રિ)મૂકી દેઓ. | ખુબ ખાંગ(વિ)ઘણો | ગીને. |

## ( કવિતાની સમજુતી ). (૪).

તે નઠારો નિશાળીઓ કંઇ વાત માંડી કે તેમાં તૈયાર એટ લે વાતો કરવા મંડી જાય, તેથી બચ્ચાંઓ તમે તે નઠારાની સંગ ત મૂકી દેઓ, એમ કરશો તો કશી વાતનો છેડો તમારો આવવા નો નથી. તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. ૫. તે નઠારો બીજા જોડે લડે નેવઢયા કરે કે આડી બાજુએ પડે, પછી તેનું ખરૂં ડોળ તે જણાઇ આવે તેને કોઇ સારી શીખા મણ દે તે કડવી ઝેર જેવી લાગે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો.(૬). તે નઠારો કીસમતનો ફૂટેલો નિશાળમાં મેહેતાજીને પણ કાયર કર્યાકરે, ને નિશાળમાંથી છૂટે ત્યારે વાંદ રાંની પેઠે કૂદકા મારી દોડયો જાય, પછી તે છોકરો માબાપને પણ વહાલો લાગે નહીં, તો તે નઠારો નિશાળે જઇને શું શીખ વાનો હતો. (૭). તે નઠારાને ઘણા જોરથી પકડીને નિશાળમાં લાવીને બાંધો, તો પણ તે બરાબર શીખવાનો નહીં ને મુરખોજ રેહેવાનો, પછી ભીખ માંગીને અથવા ભારો વેચીને ગમે તેમ પો તાનોગુજારો કરે, તો તે નઠારો નિશાળે જઇને શું શીખવાનો હતો. ૮.

પાઠ ૧૪મો.

કમાયો(ક્રિ)પેદા કીધો.
પત(ના)પતીજ,ભરોસો
સાટું(ના)કરાર. વેચા
ણનો બંદોબસ્ત.
જાણી(ના) મેજબાની, જીઆફત.
કને(અ) પાસે, સોડે.
બાળક(ના) બચ્ચું.
લુચ્ચા(વિ)ઠગા.
છેતર્યો(ક્રિ)ઠગ્યો
વિશ્વાસ(ના)ભરોસો.
જાહુ(ના)ખોટું.
ઠગ્યો(ક્રિ)છેતર્યો.
કાળું કર,-મોં છુપાવ.
ઠગ(ના)ઠગારો,ધૂતારો
હરામ(વિ)અધરમ.
જન્મ(ના) જીંદગાની.
ફજેતી(ના)બેઆબરૂ.
માં(અ) નહીં.
છેતરાય (ક્રિ) ઠગાય.
ભુલી ગયો(ક્રિ) વિસરી ગયો.
નફો(ના)ફાયદો, હાંસલ

પાઠ ૧૫મો.

દેવ(ના)પ્રભુ,પરમેશ્વર.
ગાડીવાન(ના) ગાડીવાળો,ગાડીહાંકનારો.
ખંત(ના)ચેટક.
ઉદ્યમ(ના)ધંધો.વેપાર.
વગડો(ના)વન જંગલ
ચીકણો(વિ)ચીકાશવાળો ચોંટી જાયએવો
ચોંટી(ક્રિ)વળગી,બાઝી
વાટ(ના) રાહ.
રોષ(ક્રૂ)રડી.
વિનતિ(ના) કાલાવાલા, અરજ.
સહાય(ના)મદદ.
વાણી (ના) વાચા.
મૂરખ(વિ)બેવકૂફ.
ટેકો (ના) આધાર.
આળસુ (વિ) સુસ્ત.
આશરો (ના) મદદ.
જોડી કાઢેલી(કૃ) બનાવટની,બનાવેલી.
ભરોસો(ના) વિશ્વાસ.
પંડેજ (વિ) પોતેજ.
આધાર(ના) આસરો.
ગરજ(ના)દરકારપરવા
ગુનો(ના)અપરાધ.
આજ્ઞા (ના) હુકમ.
મેહેનત(ના)શ્રમઉદ્યમ.

પાઠ ૧૬મો.

ફેળ(ના)કેળાનું ઝાડ
તાપોડીઆં(વિ)ખાસ ડીઆં, લાંબાજાડી. છાલના કેળાં.
સોનેરી(વિ)ટુંકા, પાતળી છાલનાં કેળાં.
કુંકણી (વિ)ચોધારા, લાલતથલીલીછાલનાં
મથાળે(ના)ઉપર,છેડે
આસપાસ(અ) આજુ બાજુએ.
જથો (ના) ઝુમખો.
ફુલેછે(ક્રિ)ફળઆવેછે
પીલા (ના) ફણગા.
લુમ (ના) કાતરો.
ટુંકી(વિ)થોડી.
મુદત(ના)વખત.
મેવો(ના)ફળ.
બાફીને (ક્રિ)રાંધીને.
ફરાળ(ના)વ્રતમાંખાવાનાં ફળ વગેરે, ફળખાવાંતે.
મુખ્ય(વિ)મોટી.
જણસ(ના)ચીજ,વસ્તુ
રેસા(ના)દોરા.
સ્વાદે(ના) સેહેજતમાં.
બારેમાસ=આખુંવર્ષ

કાહોતાં(ક્રિ)કોહીજતાં સડતાં.

પાઠ ૧૭મો.

નીગ્રો(ના)કાળા ડીલના વાંદરા.

કાઠું(ના)શરીરનું કદ.

પવાલું(ના)જામ, પ્યાલું.

ગરમ(વિ)તાપવાળા.

જંતુ(ના)તરેહ.

ડીલે(ના)શરીરે.

માંકડાં(ના)રાતા મોંના વાંદરાં.

કૂદવાનું(કૃ)કૂદકો મારવાનું, ફલંગ મારવાનું.

ફાળ(ના)કૂદકો, ફલંગ.

વળગી(કૃ)બાઝી.

લાગ(ના)દાવ.

રાંધેલું(કૃ)બાફેલું.

ધાન્ય(ના)અનાજ.

પાળી(કૃ) પોષી, ખવડાવી પીવડાવી.

ઘાટ(ના)આકાર, ડોળ.

મળતો(કૃ) સરખો.

બેટો(ના)રાપુઓ.

ઝુંપડી(ના)નાનું ઘર.

વાળ(ના)બાલ.

અજાણ્યો(વિ) ઓળખાણ વગરનો, અતરાપી.

આઘેથી(અ) દુરથી.

ભુલમાં(ના)ગફલતમાં.

જંગલી(વિ) રાનમાં રેહેનારો, રાની.

વિલાયત(ના) અંગ્રેજ લોકોનો દેસ.

ખારવા(ના) ખલાસી.

હળીગયો (ક્રિ) મળી ગયો.

બિચારો(વિ) બાપડો.

સંભાળીને(કૃ) ખબરદાર થઈને, સાચવીને.

પાઠ ૧૮મો.

ખોદે તે પડે=આપણે કોઈનું ભુંડું કરવા જઈએ તો આપણું જ માઠું થાય.

દાનત(ના)નિષ્ટા, નજર

ગીધ(ના)લોહી, માંસ ખાનારૂં મોટું પક્ષી.

નગરશેઠ(ના) શેહેરનો શેઠીઓ.

માલ (ના) માલમતા, અંબોલ ખાણી.

વહેંચીલેવાને(કૃ)ભાગ પાડવાને.

ઝાડી(ના)નાનાં મોટાં ઝાડ એક બીજા ઝાડ સાથે આવી ગુફા જેવું બનેલું તે.

તરસ(ના)સોસ.

વેઠી(ક્રિ)ખમી, સહી.

નિરાંતે(ના)ચેનથી.

ગમી(ક્રિ)પસંદ પડી.

ઉઠયો(ક્રિ)આવ્યો.

તાલેવાન(વિ)પૈસાદાર.

કપાળે(ના)નશીબે.

કંદોઇ(ના)મીઠાઇ, ભજીઆં વગેરે વેચનારો.

મીઠાઇ(ના)કોરી સુખડી(બરફી, પેંડા વગેરે).

ઝેર(ના)વિખ, સોમલ

ખુશ(વિ)મગન.

મોત(ના)મરણ.

મડદાં(ના) લાસ.લોથ.

ફોલી(કૃ)કાતરી, ફોડી.

કહેવત(ના) કેહેવાતી, કાહાણી.

ચોરનીમા ચંડાળેલ

ય =ચોરનો માલ ચં-
ડાળને હાથ ચઢે.
પાપીહાથ ઘસંતાજા-
ય=પાપી લોકો કંઇ
પુન્ય દાન કર્યાં વગ
ર હાથ ઘસતા મ
રી જાય.
ચંડાળ(વિ)પાપી, દુષ્ટ
ઘસંતા(કૃ)ઘસતાં,ઘસ
ડાયા.

પાઠ ૧૯મો.

ભીંત(ના)કાદવનોકરો.
જપઇશમાં=જપશ નહીં
ઉકળતું(વિ)ગરમ થતું
મહાખોટું(વિ)બહુ ખ
રાબ,બહુ નઠારૂં.
માનવું(ક્રિ)કહ્યું કરવું.
કબુલ કરવું.
ઉગર્યું(ક્રિ)બચ્યું જીવ્યું
શીખામણ(ના) બોધ,
ફાયદાની કહેલીવાત.
સમજીને(કૃ)જાણીને.
હસવા (કૃ) ઠિઠિઆરા
કરવા,હાંસી કરવા.
ડોશી(ના)ઘરડીબઇરી
ફિકર(ના)ચિંતા.
અક્કલ(ના)બુદ્ધિ.
પુંજી(ના)ગાસડો.
ડાહીડાહી (વિ) ડાહા
પણુ ભરેલી.
ટેવ(ના) આદત.
ચરૂ(ના)એ કડાવાળું,
તાંબાનું કે પિત્તળનું
વાસણ.
ઉની(વિ)ગરમ.
વરાળ(ના)બાફ.
તમ્મર(ના)ચકરી.
મૂરખાઇ(ના)બેવકુફાઇ
માની(ક્રિ)કબૂલ કરી.
વલે(ના) હાલ, હવાલ.
નાદાન(વિ) અણસમ-
જુ,થોડીબુદ્ધિનું.
કડવી(વિ)નઠારી.
ડાહ્યાં (વિ) શાણાં.
મરજી(ના) ઇચ્છા.

પાઠ ૨૦ મો.

ઉનામણો (ના) ઉના-
પાણીનો દેગડો.
ચોટ(ના)ટક્કર; ઘાવ.
ડાળવું(કૃ)હાલવું;ધુણ
વું.
તત્કાળ(અ) તરત.
અંજાઇ(કૃ)તમરખાઇ
વિનાશ (ના) નાશ.
મુખ (ના)મોહું.
પ્યારા(વિ)વાહાલા.
પાસ(અ)પાસે.
ઉકળેછે.(ક્રિ) ગરમ થા-
ય છે.
ચૂકે(ક્રિ)ભુલે.
જીવ(ના)પ્રાણ,આત્મા.
જોખમ(ના)નાશ થ-
વાની ધાસ્તી,સંકટ.
બુદ્ધિબાળ=થોડી અ-
કલ.
ડાહપણ(ના)શેખી,ચ
તુરાઇ.
વેહેમ(ના)શક.
બોલ(ના)શબ્દ.
ચાલ(ના)રીત.
હાલ(ના)હવાલ.

## (કવિતાની સમજુતી.) (૫).

... ... મોટે ... બોલીને કહ્યું કે હે મારા ...

બચ્ચા, જ્યાંહાં સુધી હું જઇને પાછી આવું ત્યાં સુધી તું ઉડીને ઊંચે આકાશમાં જવું નહીં. (૧). ત્યાં કુવા પાણીનો હેંગડો ફુંકઓછે, ને તેની પાસે જો કોઇ જાય, ને એવામાં તેની કાંઇ નજર ચુકી તો તે વખતે તરત તેનો જાન જતો રેહેછે (માટે તું ત્યાં જઇશ નહીં). (૨). એવી શીખામણ બચ્ચાને દઇને માખી તો ઉડી ગઇ. પણ બચ્ચું નાદાન બુદ્ધિનું, તેથી તુરત તેના મનમાં એ બાબતનો બીબાટ કરવા લાગ્યું (૩). તે બચ્ચું મનમાં વિચારવા લાગ્યું કે ઘરડા માણસો વહેમ ઘાલીને ઘણી વાતો કરેછે. પણ, આટલે ઉડીને પાછું આવું તેમાં તે હું શી રીતે મરી જઇશ! (૪). એવો મનમાં વિચાર કરીને તે બચ્ચું ઉડી ગયું, ને તે પાણીના ચરૂ કે હેંગડા પાસે પહોચ્યું, તેવુંજ પહોંચતાવારને નમ્મર ખાઇને તેમાં પડયું કે હું મરી જવાનું એમ તેણે જાણ્યું (૫) પછી તે મરતાં મરતાં બોલ્યું જે છોકરાં આવી ચાલ ચાલે, માબાપનું કહ્યું માને નહીં ને પોતાની જીદ્દ ચલાવે, તેના આવા હાલ થાય. (૬).

### પાઠ ૨૧ મો.

સાચો(વિ)ખરો, આચા બોલો.
વંર્ગ(ના)સરખું શીખનારા છોકરાની હાર.
જોગજોગે(અ) એકાએક,દૈવયોગે.
નંબર(ના)આંકડો.
સાંભરવું(ક્રિ)યાદ આવવું.
અજાણતાં(અ)ઓચિંતા,અજાણ્યે પણે.
ધારો(ના)કાયદો.
તોડે(ક્રિ)અમલમાં નહીં લાવે.
નાનીસરખી(વિ)નાની જેવી.
વળગાડી(ક્રિ)બઝાડી.
સરત(ના)નજર,ધ્યાન.
ભુલ્યો(ક્રિ)વિસર્યો.
જુદું(વિ)જુદું,નોખું.
જવાબ(ના)ઉત્તર.
નીચું ઘાલી-શરમાઇ.
ઉમેરીશ(ક્રિ)વધારીશ.

### પાઠ ૨૨ મો.

ટેબલ(ના) લખવાની મેજ.
સાંભર્યાં(ક્રિ)યાદ આવ્યાં.
છાતી(ના)હિમ્મત.
સાચું(ના)ખરૂં.
સાહેબ(ના)મેહેરબાન.
રજા(ના)પરવાનગી.
માફ(ના)ક્ષમા.
કદાપિ(અ)કદી,કયું.
છાની(વિ)છૂપી.

અરેબરૂં(વિ)સામેસામું

માન્યું(ક્રિ)કબુલ કર્યું.

અગાઉ(અ)પેહેલાં.

શરમ(ના)લાજ.

બિચાર(ના) મનસુબા.

ફોકટ(વિ)નકામું.

ધીરજ(ના)હિંમત.

ત્યારકે(અ)ત્યારપછી.

પેહેલાં(અ)આગળ.

ઉઘાડી(ક્રિ)ખોલી.

પરપુછ(ના)તજવીજ.

પાઠ ૨૩ મો.

આળ(ના)તોહોમત.

નવાઈ(ના)અચરત.

નિત્ય(અ)રોજ.

વાંક (ના) તકસીર.

વગરપુછે -પુછયાવિના

સુઝે(ક્રિ) જણાય.

માંહોમાંહે(અ)એકબીજા અરસપરસ.

નક્કી(અ)ખચીત.

છુટવાની(કૃ)છોડવાની

પકડાયો(ક્રિ)ઝલાયો.

ખરો(વિ)સાચો.

ઉતર્યું(ક્રિ)ગયું.

પૂરો(વિ)[illegible],બરાબર

ચાલ(ના)ચાલચલગત

આબરૂ(ના)ઇજત,માન.

વખાણ(ના) તારીફ.

પાઠ ૨૪મો.

પંચાત(ના)ચુકાદો.

પલ્લાં(ના)છાબડાં.

આવકારો(ના)આદરમાન, આદરભાવ.

બચકું(ના)ડાકું.

ન્યાય(ના)ઇનસાફ.

ઇનસાફ(ના)ચુકાદો.

ત્રાજુડી(ના)ત્રાજવાં.

કરગરી(કૃ)કાલાવાલા કરી,દલગીર થઈ.

[illegible](કૃ) જાગપાડતાં.

વઢીપડી(ક્રિ)લઢીપડી

વઢવાડ(ના)લડાલડી.

વાંધો(ના)તકરાર.

તોડ(ના)નીકાલ.

વાજબી(વિ) અદલ.

કશી(વિ)કંઇ.જરાપણ

કટકા(ના)ટુકડા.કકડા.

નમ્યું(ક્રિ)નીચે ગયું.

સમજી(ક્રિ)ચેતી.

[illegible](ના)ખેહેનો.

ધીરજ(ના)સબુરી.

રાહે(ના)રીતે.

છુટકો(ના)નીકાલ.

લાગેવળગે(ક્રિ)પોંહોંચે.

ગટ કરી ગયો=ખાઈ ગયો.

હાલકું(વિ)[illegible].

ઉપાય(ના)ઇલાજ.

સુખેથી(ના)મઝેથી.

બેલાશક(અ)નિરભે.

લડાઇ(ના)ટંટા.

પાઠ ૨૬ મો.

પ્રાણી(ના) જીવવાળા પશુ, જાનવર.

ભુંડો(ના)[illegible].

પશુ(ના)ચોપગાં જાનવર.

અટકચાળાં(વિ)આડાં ચાળાકરનારા.

પંખી(ના)પક્ષી.

માછલાં(ના)નાનામચ્છ

ઉન(ના)ઘેટાના વાળ.

કર્યાં(ક્રિ)પેદા કીધાં.

ઠીક(અ)દુરસ્ત, બરાબર.

મળતો(ક્રિ)સરખો.

ફેર(ના)તફાવત.

વાચા (ના) બોલવાનું ભાન.
મરજી(ના)ઇચ્છા.
અંડો(ના)બદન
સુદ્ધાં(અ)સાથે.
હરકત(ના)અડચણ.

**પાઠ ૨૬મો.**

રંગીલી(ના)ઝીણાબાળ
રૂપાળાં(વિ)શોભીતા.
જ્ઞાન(ના)ભાન, સમજણ.
બસ(અ)બહુ, ઘણું.
સુંવાળા (વિ) કુમળા, નરમ.
ઘટ(વિ)જાડા.
આછા(વિ)થોડા.
ચોખા(વિ)સાફ.
ચટાપટાવાળા કાબર ચિત્રાં.
ખરી(વિ)સાચી.
ઝાલવાના(કૃ)પકડવાના
સીધાં(વિ)પાધરા.
ઢાંકણુ(ના)કવર.
સરજનાર(ના)પેદા કરનાર.(પરમેશ્વર).

**પાઠ ૨૭મો.**

હેત(ના)પ્રિતી, પ્યાર.
હથોડો (ના) લુવારનું લોઢાનું ટીપવાનું હથિયાર.
અનર્થ(ના)નુકસાન.
પ્રભુ(ના)ઇશ્વર.
મુવાળો(ના)વાળ.
શુળી(ના)ફાંસી.
ગલોલ(ના)ગોફણો.
નંમેરી(ના)દયા વગર.
સમે(ના)વખતે.
ભમે(ક્રિ)ભટકે.
દયા(ના)મેહેર.
તજી(કૃ)છોડી દઈ.
દમે(ક્રિ)દુખ દે.
પરોવી(કૃ) ઘોંચી.
કાંતો(અ)નહિતો.
છોડે(ક્રિ)મુકી દે.
અર્થ(ના)મતલબ.
અકલ(ના)બુદ્ધિ.
આગ(ના)દેવતા.
તજને(ક્રિ)મુકી દો.
ડરી(કૃ)બીહીને.
ધારો(ક્રિ)વિચારો
પ્રેમ(ના)હેત
કુળ(ના)વંશ.
ફીક(વિ)ફીકાશ.
ફાંસો(ના)ફંદો.
તરફડતા(કૃ) તરફડી આંખાતા
ભાળે(ક્રિ)જુવે.
પાપિ(ના)દુષ્ટ માણસ.
ચિત્ત(ના)મન, ધ્યાન.

## (કવિતાની સમજુતી). (૬).

કોઇ વખત જ્યારે જાનવરનું મન ભમેછે ત્યારે તે ગમે ત્યાં ફર્યા કરેછે, તેવારે કોઇ માણસ તે બિચારા પશુને શળમાં ઘોંચી નિર્દયપણે દુઃખ દેછે; કે નહીતો પછી તેનો પગ તોડેછે. ને છોડી મૂકેછે કે નહીંતો તેની આંખ ફોડેછે. કે નહીંતો તેને જોડા વતી માર મારેછે ને પછી હથોડા વતી ધૂળમાં દાટી દેછે; એવું દુષ્ટ-

સાન મતલબ વિનાનું ઘણું કરેછે. જેમકે બુદ્ધિ વગરનો માણસ ઝાડના મૂળમાં આગ મુકીને તેને બાળી મૂકે તેમ; માટે ઇશ્વરથી બીહાને તમે તેવાં પાપ કરવાં મુકી દો, ને પશુઓ ઉપર પ્યાર રાખવા વિશે પરમેશ્વરને હેતથી યાદ કરો. (૧).

કોઇ માણુસ પશુના પગને પાંખોને પકડીને તોડી નાખેછે ને પછી ખુશી થઇને જોવાને તેને છોડી દેછે; વળી કોઇક તો બાલબો ફાંસો ઘાલેછે ને પછી તે પશુના હાથ પગ તરફડેછે તે જુવે છે; ને શુળી કાંટાની સોય જેવી હોયછે તે વગર દયાથી હાથે વતી ઘોંચી દે; પછી ઉપર જે ગોફણ ફેંકેછે તે દુષ્ટ માણુસ મનમાં જરા વિચાર કરતો નથી (કે રખેને એને દુઃખ થતું હશે) (૨).

પાઠ ૨૮મો.

પેચ(ના)આંટા.
મશકરી(ના)મજાક.
ચાદર (ના) ખાદીની જાડી પીછોડી.
ઓરવું(ક્રિ)નાંખવું.
સકંજો(ના)સંચો.
જોડેલો(ક્રિ)બનાવટની
તરતજ(અ)પાધરો.
મજો(ના)રસુજ.
અચરજ(ના)નવાઇ.
કપાસ(ના)રૂનાં ઝાડ.
હીંચકા(ન)ઝોલા.
સોબતી (ના) સાથી.
ધાડું(ના)ટોળું.
હીંચવા(ક્રૃ)હીંચકા ખાવા,ઝુલવા.
પછવાડે(અ)પાછળ.
ઝોળીઓ(ના) ઝુલતી ગાંસડીઓ.
ઢગલા(ના) ગંજ.
ચરખા(ના)કપાસ પીલવાના નાનારેંટીઆ
કપાસીઆ(ના)કપાસ-નાબી.
છુટા(વિ)નોખા. જુદા.
દાબવા(ક્રૃ)ચાંપવા.
ચગદાઇને(ક્રૃ)કચડાઇને,છુંદાઇને.
ટાટ(ના)શણનું કપડું
કસ્યા(ક્રૃ)તાણ્યાં કકડીને બાંધ્યાં.
જાળીઓ (ના) ઝીણાં ઝીણાં બાકાં.

પાઠ ૨૯મો.

ગુંગળાવું(ક્રિ)અકળાવું,ગભરાવું.
કાંતવું(ક્રિ)લાંબા કાચા દોરા કરવા.
વેઢવું(ક્રિ)સેરવું.
આંટી (ના) સુતરનું ગોળ ગુંચળું.
તાંત (ના) બકરાના આંતરડાની દોરી.
વપારી(ના) રોજગાર કરનાર.
પુણી(ના)રૂના ગાળા ને સળીથી વાળીલાં ઓ આકાર કરેલો તે
વણકર(ના)સાળવી.
મળસકું(ના)સવાર.

રંગરેજ(ના)રંગારા
સુતરીઆ (ના)સુતરના વપારીઓ
કસુંબી(વિ) રાતી.
અથડાતાકુટાતા(કૃ)અફળાતા ઠોકાતા.
ગુંગળાઇ(કૃ)અકળાઇ.
અનંત(અ)છેવટે.
વારો(ના)વખત.
પીંજારા(ના)રૂને તાંત વડે સાફ કરનારા લોકો.
પીંજ્યા(ક્રિ)સાફ કીધા.
ઝપાટા(ના) લાકડાના કુટકાના સપાટા.
સાળ(ના)લાકડાનું વણવાનું ઓજાર.
આકાર(ના)ડોળ.
નિરાંત(ના)ચેન, સુખ
ચોત (ના) કુમાસ.
ગમ્યું(ક્રિ)પસંદ પડ્યું
સરત(ના)સુરત,ફીમ.

પાઠ ૩૦મો.

ઓળખાણ(ના)પીછાન, ઓળખ.
ચળકાટ(ના)ઝળકાટ.
આચિંતું(અ) એકાએક, એકદમ.
ચાંચવો(ના) કોદાળી જેવું લોઢાનું હથિઆર.
જાણીએ(ક્રિ) ઓળખીએ.
ઝણઝણાટ(વિ) ઝીણા ઝીણા.
અવાજ(ના)સાદ.
ગભરાયા(ક્રિ) અકળાયા.
એકાદ(વિ)એક.
જણ(ના)માણસ.
કાળ(ના)વખત.
સરખા(વિ)જેવા.
હાયહાય(અ)અરેઅરે
અજવાળું(ના)ઉજાસ
પાળાપાળ(વિ)પળ દેતા કે, એક પછી એક.

પાઠ ૩૧મો.

લગડી(ના)ઢાળકી.
ચીપ(ના)નાની પાટ.
કાનસ(ના)રેતરડી.
જતરડો(ના)કાણાવાળું તાર ખેંચવાનું લોઢાનું હથિઆર.
વેષ(ના)પોશાક બદલી ને કોઇના જેવું ડોળ દેખાડવું.
ચપટા(વિ)એકબાજુથી બેઠેલા.
મુસ(ના)ધાતુ ગાળવાનો સંચો, રચી.
ભાઇબંધ(ના) દોસ્તદાર.
નોખા(વિ)જુદા.
બદ્રી (ના) દેવતાનો મોટો ભુકો.
તપાવી(કૃ)ગરમ કરી.
ભાઇબંધાઇ(ના)દોસ્તી
લપેટી(કૃ)વીટાળી.
સ્નેહ(ના)પ્રીતી.
છોડયા(ક્રિ)મુક્યા.
એરણ(ના)જે ઉપર ટીપે છે તે ભારવાળું લોઢાનું ઓજાર.
ચપડાને(કૃ)ટીપીને.
હીર(ના)રેશમ.
ફિરકી(ના)કસબ કે રેશમ લપેટવાનું લાકડાનું ઓજાર.
આગમો(ક્રિ) વગડે.
ગભરાય(ક્રિ)ફિકરાય.

ઘાયલ(વિ)જખમી.
કાપણી(ના)ઘાસ તથા
અનાજ કાપવાનું કામ
હોજ (ના) પાણીનાં
કુંડ,પાણીની ટાંકી.
ધોરીનસ(ના)ધોરીરગ.
હૃદય(ના)અંતઃકરણ
દાતરડું(ના)ઘાસ તથા
અનાજ કાપવાનું વાં-
કું લોઢાનું હથિઆર.
મૂઢ(વિ)ઠોઠ.
અવચિત(ના)ખબર-
દારી,હોંશિઆરી.
કપાયો(ક્રિ)વઢાયો.
ઘા(ના)જખમ.
જબરો(વિ) ભારે.
ખડબડ(વિ)દડદડ.
વાટે(ના)રસ્તે.
દુખાણું(ના)દુખાણું.
જોરાવર(વિ)જબરી.
ચંચળ(વિ)હોંશિઆર.
મરણ(ના)મોત.
ઘટતા(વિ)લાયક.
તરતબુદ્ધિ(ના)ઘટતો ઉ-
પાય જલદીથી સુઝે-
એવી અક્કલ.

પાઠ ૩૬મો.

અનાજ(ના)ધાન્ય.
મુખ્ય(વિ)ઘણું,મોટું.
સાંઠા (ના) અનાજના
ઉભા સાંઠા.
ટોચ(ના)ઉપલો ભાગ.
કૃપા(ના)મહેરબાની.
વીતવું(ક્રિ)થવું,હોવું.
જાતજાત(ના)તરેહ ત-
રેહે, ભાત ભાત.
ડાંગર(ના) ભાત.
પોચા(વિ)નરમ.
પોલા(વિ)પોકલ.
જથાબંધ(વિ)સામટા.
બાંધો(ના)બંધારણ.
ચતુરાઇ(ના)ડાહાપણ
નબળા(વિ)કમજોર.
મજબુત(વિ)જોરાવર.
આસ પાસ(અ) પાસે
પાસે, ચોમર.
ફોતરા(ના)પડ, છોડાં.
બીનાશ(ના)બીજ.
ઠંડા(વિ) ટાઢવાળા.
હંમેશાં (અ) રોજ.
સેવા (ના) ભક્તિ.

પાઠ ૩૭મો.

જગકર્ત્તા(ના)જગતનો
બનાવનાર ઇશ્વર.
પ્રૌઢ (વિ) મોટા.
હય (ના) ઘોડા.
વાહન(ના)ગાડી,ઘોડા
વગેરે બેસવાનું.
વૈમાન (ના) સ્વર્ગની
પાલખી.
સાજ (ના) સામાન.
માનવી(ના)માણસ.
જગ(ના)જગત,દુનિયા
ઉપજાવી(ક્રિ) પેદા કરી.
વસ્તુઓ(ના)ચીજો.
સંસાર(ના)દુનિયા.
પાર(ના)છેડો.
બળવાન(વિ)જોરાવર.
રવી (ના) સૂરજ.
ઠરાવ્યો (ક્રિ) કીધો.
ઠાઠ (ના) ભપકો.
સમાસમાના(ના)વખ-
તે વખતના.
કાજ (અ) વાસ્તે.

## ( કવિતાની સમજુતી. ) (૭).

દુનિયાના બનાવનાર પરમેશ્વરે દુનિયામાં ઘણી ચીજો પેદા

કીધી છે. તેથી આખા જગતના લોકો સુખ પામેછે, તેના ગુણ ગાવા બેસીએ જીએ તો પાર આવતો નથી. (૧). પૃથ્વી. પહાડો. ને મોટા મોટા પાહાડો, ને ઝાડોમાં જે ઘણા ઝાડો હોયછે તે; તેમ બળદો ઘોડા ને જોરાવર હાથી, ને વૈમાન જેવા બેસવાના પ્રભુ, તેંજ બનાવ્યા છે.(૨) ચંદ્રમા. સુરજ. અને તારાનો ચળકાર, તેનો ભપકો સારો બનાવ્યો છે, અને વખતે વખતના સુખનો સામાન પ્રભુ તેં માણસને વાસ્તેજ કીધો છે. (૩).

પાઠ ૩૮મો

નાળિએરી (ના) નાળિએરનું ઝાડ
રિસાં (ના) રેસા.
ટટ્ટી(ના)કામડાની વાડ
ઝાવલી(ના)નાળિએરીના પાંદડાની ગુંથીને કરેલી ટટ્ટી.
ઠેઠ (અ) છેક.
મેર (ના) બાજુ.
સાફ (વિ) ચોખ્ખું.
ચિબડું (વિ) રેસાવાળું.
ટોપરું (ના)કોપરું.
પીલે (ક્રિ)ઘાણીમાં કચડે
કોપરેલ(ના) કોપરાનું તેલ.
ઢોર (ના) જાનવર.
તાડી(ના)ખજુરાનો કે નાળિએરીના ઝાડનો રસ.
કેફ (ના) નિશા
ઘુએ (ક્રિ) ઘુમાવે.
બગાડ (ના) ખરાબી.

પાઠ ૩૯મો

કાસદ (ના) ખેપીઓ.
બંબાવાળો (ના) બંબા રાખનારો.
બેભાન (વિ) શુદ્ધિ વગરના.
મધરાત(ના)અરધીરાત.
સુમારે(અ) આસરે.
શેરી(ના)મોહોલ્લો.
ઠોક્યા(ક્રિ) અફાળ્યાં.
ધસીને (કૃ) જોરસાથી દોડીને.
ખખડાવ્યાં(ક્રિ) ઠોક્યાં.
ભડકા (ના) મોટાં બળતાં
ફડાફડ(વિ) જોરભર.
અવાજ (ના) કડકા.
નીસરણી (ના)સીડી.
મેડા (ના) માળ.
પથારી (ના)બિછાનું.
રેંવાઈને(કૃ)ગુંગળાઈને
ઢંઢોળ્યો (ક્રિ) હલાવ્યો.
ઘસડીને(કૃ) ખેંચીને.
વર (ના) માટી.

પાઠ ૪૦મો

જાગૃતિ(ના) શુદ્ધિ.
શૂર (ના) બહાદુરી.
ગાંડા(વિ) દીવાના.
કમાડ(ના) બારણાં.
ધડાકો(ના) મોટો અવાજે.ભડાકો.
ચોમેર(અ) ચારેબાજુ.
નવાઈ (ના)અચરતી.
ભાઈબંધ(ના) દોસ્તદાર
નિરાંત (ના) ચેન.
લાહ્ય (ના) આગ.
છૂટ્યો(ક્રિ) [illegible]

ને જાતઆ; તેના પુંછડાને છેડે બાલનો ગુચ્છો છે, ને રોજ રોજ ગોવા-ળીઆ તેની બ-દાસ રાખેછે.(૨) કોઇ વખત બેઠી હોય ત્યારે હોઠ હલાવ્યા કરેછે તેમાં કોઇ કાળી અથવા ધોળી હોયછે તેમ કોઇ રાતી હોયછે; દોહતી વખતે તેનું દૂધ સારું દેખાયછે. ને તે દૂધનાં દહી, માખણ ને ઘી થાયછે.(૩).વળી દૂધનાં પેંડા, બરફી ને દૂધપાક બનેછે. ને ખીર ખાતાં મહેનત પડતી નથી તેપણ દૂધની થાયછે; વળી બાસુદી ને શિ-ખંડ પણ દૂધનાં થાયછે. તે પેટમાં ઠરેછે ત્યારે ઘણી ઠંડક થાયછે. ૪).

**પાઠ ૪૭મો**

ગરમ (વિ)ઉનના, ગરમી રહે એવાં.
ઘટ્ટ (વિ)જાડાં.
ગોકળગાય(ના)એકજાતનો ધીમો ચાલનાર જીવડો.
બાચાર(વિ)કંગાળ.
રુવાંટાં(ના)ઝીણાં બાલ.
હેરાન (વિ) કાયર.
ગરદન (ના) ડોક.
લબડે (ક્રિ) લટકે.
રક્ષણ (ના) સંભાળ
હુંફાળાં (વિ)ગરમી વાળાં, ગરમ.
શંખલા(ના)છીપમાંનો જીવડો.
અવતરે (ક્રિ) જન્મે.
નરી(વિ) ફક્ત, એકલી.
સુંવાળી (વિ) નરમ,
નાજુક.
ગજીઆણી(ના) ગજ પનાનું રેશમીલુગડું
કિનખાબ (ના) કસબનાં ભુટ્ટાવાળું લુગડું
ઉઘાડું (વિ) ખુલ્લું.
કોમળ (વિ) કુમળું.
સાફ (વિ) ચોખ્ખું

**પાઠ ૪૮મો.**

ગાજવીજ (ના) ગડગડાટ ને વીજળી.
વેગ(ના)જુસ્સો.
વાયુ(ના) વા, પવન.
મોજાં (ના)જુવાળના પાણીના ફીણવાળા ખડકા.
ઝબકારો(ના)ચમકારો
કંટાળો(ના) અકળામણ.
મુદ્દલ (વિ) બીલકુલ.
બાર (વિ) બીવામણું.
ગડગડાટ(ના) અવાજ.
કડાકા(ના) મોટાઅવાજ
અમુધાધ(અ) ઓહોહો.
ઝડી (ના) ઝરમરઝરમર વરસાદઆવ્યાકરે તે.
પલળીશું (ક્રિ) ભીનાઇશું
કોરાં(ના)છાંટા.
ઝાપટું (ના) થોડોવાર વરસાદ આવીને રહી જાય તે.
સોંસરી (ક્રિ)પાધરી.
અથડાય(ક્રિ) અફળાય.
સડાકા(ના)અવાજ.
ગર્જના (ના)સડગડાટ.

**પાઠ ૪૯મો.**

સાર(ના)સાચું બોલવું.
શીખામણ(ના) બોધ ફાયદાની વાત.
વચન(ના)વેણ, સુકન.

આંચ(ના)એબ, ઝાળ.
વંચતુ આવું (વિ)કમી જનરતી.
સ્વાદ(ના)રસ. ચરસ.
માઠું મરચું(ના)ઉમેરો
ભભરાવાને(કૃ)નાખાને. મેળવીને.
દૈયેથા (ના) મનથી.
સાંભરતી(કૃ)યાદ આવતી. ફોમ આવતી.
ભાવ(ના)ઇચ્છા.
મશ્કરી(ના)નજાક.
પૂરો(વિ)પક્કા.
બંધાવું(ક્રિ)કબૂલ થવું. સંધ્યો થવુ.
ફલાણું(વિ) ગમે તે, હરેક.
નાડ્યું(ક્રિ)નહીંપાળ્યું.
બગાડ(ના) નુકસાન.
માર(ના)સજા, શિક્ષા ગુન્હાનું ફળ
પસ્તાવા(ના) ખેદ.
સંભાળી(કૃ)સાચવી.
સાચાબોલા(વિ)ખરાબોલા.
સામી(વિ)ઉલટી.
માયા(ના) હેત, પ્રીત.

સંતાડે(ક્રિ) છુપાવે.
આસામી(ના)માણસ
નુકસાન (ના) હાણી.
સાચને ન લાગે આંચ: સાચાને કશો બો લાગતો નથી.

પાઠ ૫૦મો.

દોડાદોડ(ના)દોડધામ, નાસભાગ.
બૂમબૂમ(ના)ધાંટેઘાંટા
ઉપાય(ના)ઇલાજ.
મસળી(કૃ)ચોળી.
આળોટવું(ક્રિ) ગુલાંટ ખાવી.
શેતરંજી(ના)પાથરવાનું શેતરિનુ બિછાનું.
લપેટી(કૃ) વીંટાળી.
ઓલવી(ના)બૂઝાવી.
સહીસલામત(ના) ક્ષેમ કુશળ.
પોસો (ના) ખોબો.
રસોઇ(ના) રાંધવું તે.
પેણો (ના) તળવાનું લોઢાનું વાસણ.
સાવચેતી(ના) હોંશિઆરી.
માટી(ના)મટોડી.

પાઠ ૫૧મો.

નાળચું(ના)નળી.
આંકળીફાંફળી(વિ.ગભરાયલી.
લક્ષણ(ના)ગુણ.ટેવ.
બાક(ના)ડર.
ભીંજવે(ક્રિ)પલાળે.
ધીમેધીમે(અ)હળુહળુ
જુગતી(ના)તદબીર.
અણગમતું(કૃ)નાપસંદ.
ઇચ્છા(ના) મરજી.
ઇશારત(ના)નિશાની.
રીસ(ના)ગુસ્સો.
ગણકારે(ક્રિ)પત કરે.
અફાળે (ક્રિ) ઠોકે.
ફાળ(ના) ફડકો.
બીની (ક્રિ) બીધી.
અચંબો(ના)નવાઇ.
ચોપાસ(અ)ચારે બાજુ, ચોગરદમ.

પાઠ ૫૨મો.

વેગળી (અ)દૂર.
નજીક (અ) પાસે.
હિંમત (ના) ધારજ.
બેનપણાં(ના) સહીપણાં.

પાઠ ૫૮મો

મથાળું (ના) ઉપલું પાનું
કડકા (ના) ભાગ.
આસ્ટ્રેલિઆ(ના) પૃથ્વી ઉપર સૌથી મોટો બેટ.
બેટ (ના) ટાપુ.
[illegible] (કૃ) જેને લાયક
[illegible] (ના) અલાયદો.
[illegible] (વિ) વગલા.
છેડો(ના) નાકું.

પાઠ ૫૯મો.

સ્તુતિ(ના) પ્રાર્થના. બંદગી
નિર્ધન (વિ) ગરીબ.
બક્ષિશ(ના) ભેટ.
સમર્થ (વિ) જોરાવર.
અધિક (વિ) વધારે.
યોગ્ય (વિ) લાયક.
જગજીવન(ના) જગતનો જીવાડનાર ધણી
નીતિ(ના) સારી રીત, સારી વર્તણુંક.
નીસરૂં (ક્રિ) નીકળું.
દુખાએ (વિ) હેરાન.
મુજને (સ) મને.
સરજનહાર(ના) પેદા કરનાર.(ઇશ્વર.)
ભમે (ક્રિ) ભટકે.
અંન (ના) અનાજ.
[illegible] (ના) મહિમા.
પ્રકાશ (ના) ચળકાટ.
ભારી (વિ) જબરૂં.
ફોકટ (વિ) નકામું.
ઠામ (ના) ઠેકાણું.
જશ(ના) શાબાશી, માન.
ભક્તિ (ના) સેવા, અર્ચના.
સંગ(ના) સંગત, સાથે
સદાએ(અ) રોજ.
થાપ(ક્રિ) આપ, સ્થાપ.
સંકટ (ના) દુઃખ.

## (કવિતાની સમજુતી). (૯).

જ્યારે હું શેહેરના બજાર બહાર ફરવાને નીકળું છઉં, ત્યારે ઘણા ગરીબ માણસો મારી નજરે પડેછે અને આખી પૃથ્વીના લોકો દુઃખી માલમ પડેછે (૧). સૃષ્ટીનો પેદા કરનાર જોરાવર ઇશ્વર મને જે જે ભેટો કરેછે, તે બધાનો પાડ હું શી રીતે વાળી શકીશ ? (૨). ઘણા ગરીબ લોકો ભુખનેલીધે ઘેર ઘેર ભટક્યા કરેછે, પણ જોહએ તે કરતાં વધારે હે જગતના જીવાડનાર ધણી તેં મને અંન આપ્યું છે. (૩).

પૃથ્વી પાણી ને આસમાન એમાં તારોજ મહિમા ચાલેછે, હું જ્યાં જોઉં ત્યાં તારૂં ભારે જોર છે, ને તારાવગર કોઇ પણ ખાલી ઠેકાણું માલમ પડતું નથી. (૧). હે પ્રભુ તારા જશ માટે

છે(બહુ ને સારાં કામો કીધાં છે), હું તારૂં ભજન રોજ કરૂં એમ મને બુદ્ધિ આપ; હું હંમેશા સારી ચાલથી ચાલું એમ કર, ને સઘળાં દુઃખને તું મટાડી નાંખ. (૨).

પાઠ ૫૮મો.

આમલતદાર(ના) તાલુકાની જમાબંધી ઉઘરાવનાર, (બીજા વર્ગનો મેજીસ્ટ્રેટ).
પહેરો (ના) ચોકી.
કચેરી(ના)રાજદરબાર
છેદ(ના)કાણું, છિદ્ર.
ઠલવાઇ(કૃ)ખાલી થઈ.
માથાકુટ(ના)અડચણ
ફેરવવી(ક્રિ)ઉંચી નીચી કરવી.
અજાણ્યું (વિ) અતરાપી.
નોંધી(કૃ)લખી.ગણી.
કામની(ના)ખપની.
શુમાર(ના)આસરો.
ખબર(ના)સમાચાર.

પાઠ ૫૯મો.

સાહેબ(ના)ટોપીવાળો, ગોરો અમલદાર.
પાછે(અ)પાછાં.
ખૂન(ના) હથિઆરથી કે ઝેર દીધાથી કોઇની હત્યા કરવી તે.
ગીતા(ના)ધર્મની ચોપડી.
તકરાર (ના)રગઝક.
અપમાન(ના)બેઆબરૂ.
ધોળકા(ના)અમદાવાદ જીલ્લામાં એક કસ્બો છે.
પરગણું(ના)તાલુકો.
સીમ(ના)સીમા.
ટંટો (ના) ઝઘડો.
ઇધાં( અ) આંહીં.
સાલ(ના)વરસ.
નીકાલ(ના)તોડ.
કારકુન(ના)મેહેતો.
છેવટે(ના) આખરે.
તુમ ગાંવમેં જાકર કોઇ બમનકે ઉદરસે ગીતા લાઓ=તમે ગામમાં જઇને કોઇ બ્રાહ્મણને ત્યાંથી એક ધર્મની ચોપડી લાવો.
બહુત અચ્છા સાહેબ=બહુ સારૂં સાહેબ.
હસ્યા(ક્રિ)દાંત કાઢ્યા.
ટપકો(ના) દોષ

પાઠ ૬૦મો.

એકાકાર(વિ)એકમેક, સરખી.
લોટણ (વિ) ગેબાટ ખાય એવા.
શોક(ના)દીલગીરી.
ચાહુ(વિ)જાડા ગળાનું.
કલગીદાર(વિ) કલગીવાળો તોરાવાળો.
શિરાજી(વિ)કલગીદાર ટોપીવાળું.
લક્કા(વિ)મોરની પેઠે કળા કરી નાચનારૂં.
થરથરી(વિ)થરથર ધ્રૂજ્યા કરે એવું.
ગિરબાજ(વિ) ગોથા ટ ખાનારૂં.
જંગલી(વિ) રાની.
આસમાની (વિ)ભૂરૂં.
ચળકતાં(વિ)ઝળકતાં.
બિસોટા(ના) [illegible]

કળા(ના)પાંખ પોહોળી કરીને નાચવું તે
ગરદન(ના)ડોક.
ખીલેલી(કૃ) પોહોળી થયલી.
રળિયામણું(વિ) શોભાવંતું.
જોડો(ના)સાથી.
ગોતાં(ના) ગોલાંટ.
ગુલાંટ(ના)ગોલાંટીઆં
લોટી(કૃ)ગોલાંટ ખાઇ.
ફૂલવે (ક્રિ)મોટું કરે.
કુંડાળુ(ના)ગોળ ચકરડું.
ડોકે(ના)ગળે.

પાઠ ૬૧મો.

નાઅ(ના). શરીરના ભાગ, શરીર.
ખોપરી (ના) માથાનું તાલકું.
મગજ (ના) ખોપરી માંહેનો ભાગ.
ચોભાં(ના) ચોભીઆ, ગુચ્છા.
ટટાર(વિ)સીધું.
તાળવું (ના) મગજ આગળનો ભાગ.
બોચી (ના) ગરદન.
આંચ(ના) નુકસાન.
હડપચી(ના)દાઢી આગળની જગો.
મોચાય (ક્રિ) વીંચાય.
ખાળી(કૃ)અટકાવી.
ભમર(ના)આંખની ઉપરના કમાનદાર બાલ.
નસકોરાં(ના) નાકનાં બે કાણાં.

પાઠ ૬૨મો.

ફેફસું(ના)શ્વાસ લેવાની નળી.
રાક્ષી(ના) કચડવાના, ફાડીખાવાના બેવડા દાંત.
તાળવું (ના) મગજ આગળનો ભાગ.
ડાચું (ના) જડબું.
દાઢો(ના)પાછળના બેવડા દાંત.
ફાડવું(ક્રિ)કરડી ખાવું
લાળ(ના)નીગળતું થૂંક.
કોઠો (ના) પેટ તથા વાંસા નીચેનો ભાગ.
બજાવેછે(ક્રિ)કરેછે:
શ્વાસ(ના)દમ.
વાચા (ના) બોલવું.
ઇંદ્રિઓ(ના)શરીરના ભાગો,(આંખ, કાન, નાક.જીભ નેચામડી)

પાઠ ૬૩મો.

બીડ(ના)ઘાસ ઉગેલી જગ્યા.
ન ધણીઆતુ(વિ)માલીક વગરનું.
ગંજી(ના)મોટો ઢગલો.
કાલાવાલા(ના) ખુશામત.
તરાણું(ના)તંખણું.
સરખું(વિ)પણ, જેવું.
નિરાશ (વિ) નાઉમેદ, આશાભંગ.
નીચ (વિ) હલકા.
અદેખો(વિ)ક્રીનાવાળો
અદેખાઇ(ના)ક્રીનો.
જોડી કાઢેલા(કૃ) બનાવટની.
વાવરવા(કૃ)વાપરવા.
સાચવવા(કૃ)સંભાળવા
હક(ના) દાવો,અખત્યાર.
સરખો(વિ)બરાબર.

ભણાવું (ક્રિ) દાનનું
પાઠ ૬૪મો.
ક્રૂર (વિ) ઘાતકી.
સોગન (ના) કસમ. સમ.
ઉપદેશ (ના) બોધ.
સુકૃત (ના) સારાં કામ.
હરી (ના) પરમેશ્વર.
પ્રતાપ (ના) જોર. મેહેર.
વસ્ત્ર (ના) લુગડાં.
જન (ના) માણસ.
ખુલ્લે (વિ) ઉઘાડે
નગરંગ-નરંકુતરેહેના
રંગના.
કંગાલ (વિ) ગરીબ, ના-
ચાર.
બિછાનું (ના) પાથરણું
વય (ના) ઉમ્મર,
વચન (ના) શબ્દ, સુકન.
જૂઠા (વિ) ખોટા.
મુખ (ના) મોઢું.
વદે (ક્રિ) બોલે
ડર (ના) બીક, ધાક.
રાજી (વિ) ખુશી.
પ્રભુ (ના) ઈશ્વર.

## ( કવિતાની સમજુતી. (૧૦).

ઘણા માણસો રસ્તામાં પડેલા (રઝળતા). તેમને હું ઉઘાડે શરીરે જોઉં છઉં, પણ મને તો સઘળા શરીરપર પેહેરવાને જાત જાતનાં લુગડાં મળેછે, (૧). કેટલાક ગરીબ નાચારોને રેહેવાનાં ઘરબાર મળતાં નથી. પણ મને તો રેહેવાનેસારૂ ઘર છે અને સુવાને સારી પથારી છે, (૨). બીજા કેટલાક માણસો નાની ઉમ્મર થકી મોંમાંથી નઠારા શબ્દ બોલતા શીખેછે. તેઓ મોટે ખોટા કસમ ખાયછે. એવા તે પાપી માણસો માલમ પડેછે. (૩). મને શીખામણ થકી સારી અક્કલ આવી, એ પરમેશ્વરની મારા ઉપર મેહેર છે; માટે હવે હું બાહાને સારાં કામજ કરૂં, કે તથી તે પરમેશ્વર મારા ઉપર ખુશી રેહે. (૪).

પાઠ ૬૫મો.
સિક્કા (ના) મોહોરો, છાપ.
તરહમ (વિ) બીલકુલ; તમામ.
ગળાં (ના) ગુંચળાં.
ભાષા (ના) બોલી, લિપિ.
અડી (ના) સિક્કા પાડવાનો સંચો.
તળીયું (ના) નીચેનો ભાગ.
ભેળી (ક્રિ) મેળવી.
ઉપયોગ (ના) ખપ.
નર્યા (વિ) એકલા, ફક્ત
ગઠ્ઠા (ના) ગાંગડા,
ખડક (ના) જમીન કે પાણીમાં ઢંકાયલા મજબુત પથરા.
શોભિતી (વિ) શોભાવાળી.
તોલ (ના) વજન.

ગદિઆણો(ના)૧૬ વા-લ.
ચણોઠી(ના)ગુંજ.

પાઠ ૬૬ મો.

મણિકા(ના)મણ માય એવું વાસણ.
તસુ(ના)૧ આંગળ.
વીઘાં(ના)૨૦ વસાનું ખેતર.
વીશવાસા(ના)કાઠી,વ-સાનો વીસમો ભાગ
વાંસ(ના) ૬ હાથ.
વગેરે(અ)શિવાય.
પ્રવાહી(વિ)પાણી જે-વા, નરમ.
પદાર્થો(ના)ચીજો.
શેરીઆ(ના)શેર માય એવું વાસણ.
માથાકૂટ(ના)કડાકૂટ.
ફૂટ(ના)સુથારી અડધો ગજ,બાર ઇંચ.
એકર(ના)૪૮૪૦ ચોરસ વાર.
અંતર(ના)તફાવત.
આસરે(અ)અગાઉ.
મૈલ(ના) ૫૨૮૦ ફુટ.
ધંધાદારી(ના) વેપાર કરનાર.
ઘરાક(ના)સોદો ખરીદ કરનાર.
દંડાય(ક્રિ)શિક્ષા થાય.

પાઠ ૬૭ મો.

વિવેક(ના) સલુકાઇ.
મરજાદા(ના)અદબ, અદાજો.
નોછડાઇ(ના)હલકાઇ.
નાનપણ(ના)બચપણ.
સલુકાઇ(ના)મરજાદા.
ઓળખીતા(વિ) જાણીતા, પીછાનવાળો.
અદબ(ના)અંદાજ.
વરતવું(ક્રિ)ચાલવું.
નમવું(ક્રિ)વાંકા વળવું.
નમસ્કાર(ના)પ્રણામ.
જેગોપાળ(ના)જુહાર.
જુહાર(ના)જેગોપાળ.
પટેલ(ના)ગામનો ઉપરી.
અરસપરસ(અ)સામસામા,એક બીજાને.
ધારો(ના)ચાલ,રીવાજ.

પાઠ ૬૮ મો.

ઠઠ્ઠા(ના)મજાક.
વિવેકી(વિ) સલુકાઇ વાળા.
અવિવેકી(વિ) સલુકાઇ વગરના.
સરત(ના)ધ્યાન.
ફળીઉં (ના) શેરી.
હાંબારે (ના) માંજર.
મનસુબા(ના)વિચાર.
કાછડી (ના) વાંસાની નીચે ખોસવાનો પોતીઆનો છેડો.
ધમકાવ્યા(ક્રિ)ધાક દીધો,ધમકી આપી.
વાર્યા(ક્રિ) અટકાવ્યા.

પાઠ ૬૯ મો.

નીવડ્યો(ક્રિ)નીકળ્યો.
અવટંક(ના)એક જાતની અટક-ઓળખાણ.
આવકાર (ના)આદર-ભાવ, આદરમાન.
ધનભાગ્ય=મોટું નસીબ.
પગલાં(ના)ડગલાં.કદમ
મજ(સ)મુજ,હું.
આંગણા(ના)બારણાં.
વળાવવા(ક્રિ)વદાયકરવા.
સોબતી(ના) સાથી.

રીતભાત (ના) રીત, ચાલ ચલગત.

પાઠ ૯૩મો.

કકળાણ(ના)બૂમ,સોર
માંડમાંડ(વિ)માંડ સાંચે. ખાલી ખાલી.
કડણ(વિ)મુશીબત.
હાક(ના)બૂમ.
રજા (ના) પરવાનગી.
બાપ તેવા બેટા =જેવા બાપ તેવા દીકરા.
વડ તેવા ટેટા-જેવા વડ તેવાં તેનાં ફળ.
ડાવકાઇ(ના)ડાહાપણ.

પાઠ ૯૪મો.

પાથરણું(ના)બિછાનું.
લોટા (ના) કળશીઓ.
કંસાર(ના)લાપસી.
મોટાજોટા(વિ) નાના મોટા કકડા ભરડીને.
ભરડીને(ક્રિ)કચડીને.
ભેટયા (ક્રિ) છાતીએ બાઝયા.
ખબરઅંતર (ના) સમાચાર.
માંદા (વિ) આજારી.
શરમાઇ(ક્રિ)લજવાઇ.

પાઠ ૯૫મો.

મિત્રાચારી(ના)દોસ્તી.
કુશળતા(ના) સુખાકારી.
કર(ના)હાથ.
આગમન(વિ)આવવાનું
મગ્ન (વિ) ખુશી.
સહિત (અ) સાથે.
પંડિત (ના) વિદ્વાન.
મિત્રો (ના) દોસ્તદાર.
વદે(ના)બોલે.
મધુરી (વિ) મીઠી.
વાણી(ના)વણ,શબ્દ.
પ્રથમ (અ) પેહલા.
પરણામ(ના)નમસ્કાર
ગંગાજળ (ના) ચોખ્ખુ પાણી.
શીત(વિ)ધીમા.
સ્નેહ (ના) હેત.પ્યાર
મિત્રાઇ (ના) દોસ્તી.
મુરખ(ના)બેવકૂફ.
ગમત(ના)રમૂજ.
પરસ્પર (અ) અરસપરસ.
કેફ(ના) નીશા.
ખેલા (ક્રિ) રમી.
ખેલ(ના)રમત.
લડાલડી(ના)વઢાવઢી.
કપટ(ના)દગો.
સ્વારથ(ના)મતલબ.
સગાઇ(ના)સંબંધ.
જોખમકારી(વિ) ધાસ્તી ભરેલા.

## ( કવિતાની સમજુતી ). (૧૧).

વિદ્વાને વિદ્વાને બેનો દોસ્તદારો મળે તો મોંડેથી સારાસારા શબ્દ બોલે, અને પેહલાં એક બીજાને નમસ્કાર કરીને પાણી પાય; પછી માન સોપારીની બીડી આપીને શરીરની સુખાકારી પુછે, પછી હાથ જોડીને હેતે આલિંગે. શા કારણે આપનું પધારવું થયું પછી તે વાતચીત કરી સાંભળી ધીમા પડી હરખ ભેર

બેટા (ના) દીકરા.
ધરતી (ના) જમીન.

પાઠ ૮૦ મો..

બગલું (ના) એક જાતનું લાંબી ચાંચનું પક્ષી.
તાલ (ના) મજા.
શિરોઈ (ના) સાંકડાં મોંનું ઊંડું વાસણ.
ટોળ(ના)મજાક,મશ્કરી.
નોતરૂં (ના) જમવાનું કેહેણ.
છાછરી (વિ) પોહોળી, ઊંડી નહીં.
ફાંફાં(ના)ખોટી મેહેનત
ચપચપ( વિ) ઝડપથી
પરોણો (ના) પરદેશી ઉતરેલો, મેમાન.
મજા (ના) લેહેજત.
રસોઇ (ના) જમણ.
ગમ (ના) ગુમ, બચ.
તક (ના)વેળા, વખત.
ચૂકવી (ક્રિ) ભૂલાવી.
આગ્રહ (ના)બળાત્કાર.
ટગરટગર (વિ) એકી નજરે.
મલકાવીને(કૃ) હસીને.
દાઝ(ના)બળાપો,ગુસ્સો

પાઠ ૮૧ મો.

જુગારી(વિ)જૂવાખોર
છકેલ (વિ) છાકેલો.
ખતા (ના). ઠોકર.
ભમેલ (કૃ) ભટકેલ.
કપૂત(ના) નઠારો છોકરો.
ગોઠીઆ (ના) મળતિયા.
મનખો(ના)જીંદગાની.
જૂગટું (ના) જૂગાર.
છેલ (વિ) વરણાગીઓ.
ઠગાય (ક્રિ) છેતરાય.
ઠોકરો(ના)ખતા, ઠેસ.
પિતા (ના)બાપ,તાત.
ગમાર (ના) ગામડીઆ.
પીટાય (ક્રિ) ઝીકાય.
પોઠીઆ (ના) સાંઢીઆ.
દુર્ગુણ(ના)ખરાબ ગુણ
હાણ(ના)નુકશાન.
વળગે (ક્રિ) બાઝે.
સહી (અ) નક્કી.
ફળ (ના) ફાયદો.
વળગી (કૃ) બાઝી.
એળે (વિ) ફોકટ.

## (કવિતાની સમજુતી). (૧૨).

મેહેકેલો સેહેલાણી છોકરો ખતા ખાઇને છેતરાયછે. તે જૂવે રમનારાની સંગત કરેછે ને ઘણી ઠોકરો ખાયછે; ભુતની પેઠે તે ભટકેછે ને બાપ તેને નઠારો છોકરો કેહેછે, એવા બીન સમજના ચાર મળતિયા હોય તે સાંઢીઆની માફક માર ખાયછે. (૧).

જુગાર રમવો એ ખરાબ ટેવછે, એમાં ઘણાં લોકને નુકસાન થાયછે; માણસને એ બાઝી પડે તો તેથી તે પાછો હઠે નહીં;

જુગાર રમવો એ ખરાબ ટેવછે એ નક્કી એમાં કાંઇપણ ફાયદો નથી, જે માણસ એને બાઝ્યો રહ્યો તેનું જીવતર ફોકટ ગયું એમ જાણવું (એટલે એથી પૈસાની તથા આબરૂની ખરાબી થાયછે). (૨).

પાઠ ૮૨ મો.

વણજારો (ના) પોઠી ઉપર અનાજ નાખી વેપાર કરનારા.
ચેહરી (ના) ઓલ્હાદ.
શિઆળ (ના) કોહલા જેવું જાનવર.
વેહેમ (ના) શક.
સગપણ (ના) સગાઇ.
કુટુંબ (ના) પીતરાઇ.
બાપદાદા (ના) ઘરડા વ-રડા.
જંગલ (ના) વન, વગડો.
ઢીંગણા (વિ) બટકા.
ખોલ (ના) અબોલ, ગુસ્સા.
ભાઇબંધી (ના) દોસ્તી.

પાઠ ૮૩ મો.

દોસ્ત (ના) ભાઇબંધ.
ભોળો (વિ) નીખાલસ.
ગોઠવું (ક્રિ) ચેન પડવું.
પરાયું (વિ) પારકું.
સંતાઇ (કૃ) છુપાઇ.
પધારજો (ક્રિ) આવજો.
રામરામ (ના) જુહાર.
કુકડી (ના) મરઘી.
પસ્તાવા (કૃ) દલગીર થવા.
વહાલાં (વિ) પ્યારાં.
ઝાઝો (વિ) બહુ.
દિવસે (ના) દાહાડે.
નવરાશ (ના) ફુરસદ.

પાઠ ૮૪ મો.

કરતૂક (ના) કાવતરાં.
મુદ્દો (ના) સાબિતી.
દાવા (ના) હક, સંબંધ.
સંબંધ (ના) વળગણ.
બરાડવા (કૃ) પોકારવા.
છોડાવ્યું (ક્રિ) મુકાવ્યું.
ચંડાળ (વિ) પાપી, દુષ્ટ.
લુચ્ચા (વિ) દોંગા.
કાળું કર= મોં સંતાડ.
ખડો (ના) મરઘીનું રેહેઠાણ.
લાજ (ના) એબ, શરમ.
ખોટા (વિ) ખરાબ.
સ્વભાવ (ના) ખાસિય-ત.
સાર (ના) મતલબ.
મતલબ (ના) સ્વાર્થ.
સાધવા (કૃ) પાર પાડવા.
લાંબો (વિ) ઊંડો, ઘણો.

પાઠ ૮૫ મો.

ઉદાસ (વિ) દલગીર.
સંતાપ (ના) દુઃખ.
સ્લેટ (ના પથ્થર પાટી.
છાનોમાનો (વિ) મુંગો મુંગો; ચૂપકીથી.
હવેલી (ના) ઊંચા બાંધણીનું ઘર.
પાઇ (ના) એક પઇ.
ઘટારત (વિ) લાયક.
રળિઆમણો (વિ) શોભાવંતો.
થંડા (વિ) ટાઢા.
સુંદર (વિ) સારાં.
વીણી (કૃ) ચુંટી.

પાઠ ૮૬ મો.

ડોશી (ના) ઘરડી બન-ચડી.

સાજાંતાજાં (વિ) સારા, સારી પેઠે.
ગમત (ના) રમુજ.
અંત્રાપો (ના) આંધળા પણું.
લાચાર (વિ) નાચાર.
ધાળું (ક્રિ) વીરજપમાડું
ભીચીને (કૃ) મીંચીને.
દસકત (ના) અક્ષર.
મઝેની (વિ) સારી.

પાઠ ૮૭મો.

ભાગ્યવાન (વિ) નસીબ વાળો.
હાલ (ના) દશા, હવાલ.
પીડા (ના) દુઃખ.
મટયો (ક્રિ) દુર થયો.
શાબાશ (અ) ધન્ય છે.
કરકરી (વિ) ખડબચરી
ખાલી (ના) ઝઝણી.
અંગારો (ના) ચણગારો.
દાઝે (ક્રિ) બળે.
ભૂલતો (ક્રિ) વીસરતો.

પાઠ ૮૮મો.

કબૂલાત (ના) હા કેહેવી તે
ઉત્તર (ના) જવાબ.
નાખ્યા (ક્રિ) દીધા.
ધણાવ્યું (ક્રિ) હલાવ્યું.
પોંગાડું (ના) પગના ઘુંટણ આગળનો ભાગ.
ઉઠાડવા (કૃ) ઉભા કરવા
મ થાંફોડ (ના) મહેનત
ઉચ્ચાર (ના) બોલવું, શબ્દ
ગેરો (ના) રડારડ.
બાથ (ના) બે હાથનું છાતી સાથનું દબાણ.
ભત્રિજો (ના) ભાઇનો છોકરો.
બેહેરો (વિ) કાને સાંભળે નહીં તે
મુંગો (વિ) મોંડે બોલે નહીં તે

પાઠ ૮૯ મો.

આસવાસના (ના) સેવા ચાકરી.
સદ્ગૃહસ્થ (ના) સારામાણસો.
ફાળ (ના) ફિકર, ધાસ્કો
ઈશારત (ના) નિશાની.
ઢોર (ના) મુરખ.
ચાળ (ના) કારણ.
લોવા (કૃ) લૂછવા.
હૃદય (ના) અંતઃકરણ

પાઠ ૯૦મો.

દશા (ના) હાલ.
અવતરે (ક્રિ) જન્મે.
કીકો (ના) નાનો છોકરો
ઉજડ (વિ) વસ્તીવગરનો, અવાગરો.
જન્મથી (ના) અવતરે ત્યારથી.
ઉપયોગ (ના) ખપ.

પાઠ ૯૧મો.

અવસ્થા (ના) હાલ.
ગાયન (ના) રંગતાન.
ઝડપ (ના) ઉતાવળ.
સ્વાદ (ના) ચાખવું તે.
વાસ (ના) સુગંધ.
ગુલાબ. માગરો (ના) ખુશબોદાર ફૂલનાં નામ.
અવગુણ (ના) નુકસાન.
નરસી (વિ) ખરાબ.
માર્ગ (ના) રસ્તો.
છૂટકો (ના) નીકાળો.

પાઠ ૯૨મો.

શિખર (ના) ટોચ, ઉપલો ભાગ.
જવાળામુખી (વિ) બળતા મોંનો.
ચમત્કાર (ના) અચંબો.

પુણ્ય (ના) ધર્મ.
ભક્તિમાન(ના)ભક્તિ કરનાર
ક્ષેત્ર (ના) ખેતર.
રસાગળેલો (કૃ) રસ થઇ ગયલો.
ધડાકો (ના) મોટો અવાજ.
ધગધગતો(વિ) બહુ ઉનો ઉનો.
ચોતરફ (અ) ચારે બાજુએ.
સડસડ (વિ) ફડફડ.
મોંઘી(વિ)ઘણી કિમતી
દોલત(ના) માયા,પુંજી
આચરણ (ના) ચાલ.
લીલો (વિ) ટાઢો.
અજ્ઞાની(વિ) ભોળા,વગર ભણેલા.
ઇશ્વરી (વિ) દેવતાઇ.
ઉગરી (ક્રિ) બચી.

## પાઠ ૧૩મો.

કેફ (ના)નીશા.
નિંદા (ના) બદગોઇ.
ઉચરવું(ક્રિ) બોલવું.
ભ્રાંતિ (ના) વેહેમ
કીર્તિવંત (વિ) આબરૂદાર.
કરંત (ક્રિ) કરવું.
શેષ (ના) ગુરુતા.
શિર (ના) માથું.
જગ (ના) જગત.
કેફી(ના નીશા કરનારો.
લાજ (ના) આબરૂ
વિશ્વાસ (ના) ભરોસો.
સોંપે (ક્રિ) ધીરે.
કાજ (ના) કામ.
ભંગી ના)ભાંગ પીનારો માણસ.
અફીણી (ના) અફીણ ખાનારો માણસ
કન્યા(ના)કુંવારીછોકરી

નવ (અ) નહીં.
સોબત (ના) સંઘત.
રખે(અ)નહિ તો.રખેને
મનુષ્ય (ના) માણસ.
વ્યસની (વિ)ટેવ રાખનારો, વ્યસનખોર.
પસ્તાય (ક્રિ) દલગીર થાય.
ઠપ (ના) ઠપકો.
લજવાય(ક્રિ) શરમાય.
નાત(ના) જાત,જાતના માણસો.
ચેતો(ક્રિ)સમજી લેઓ.
નર ના) મરદ,ભાયડો.
નાર (ના) બઇરી.
જીવતર(ના)જીંદગાની.
ધિક્કાર(ના) તીરસ્કાર.
વળગશે (ક્રિ) બાઝશે.
રેલ (ના)બાહારનાં ચડી આવેલાં ભરપુર પાણી.
ખેલ (ના) રમત.

## (કવિતાની સમજુતી). (૧૩).

જે કેફી હોયછે તેની દુનિયામાં આબરૂ ગણાતી નથી; તેથી તેનો ભરોસો કરીને કોઈ કામ સોંપતું નથી; જે માણસ ભાંગ ખાયછે અફીણ ખાયછે ને કેફ કરેછે, તેને કોઇ છોકરી પરણ

શીએ તે માથે ચઢી જાય).
ફાયદાવાળી = ગુણવાળી.
અવગણના(ના)તિરસ્કાર, ધિક્કાર.

પાઠ ૯૫મો.

સાર(ના) મતલબ.
નાન્યતર(ના)નપુંસક. નર પણ નહીં ને નારી પણ નહીં.
તિરાહીત(વિ) ત્રિજો
સર્વનામ(ના નામને ઠેકાણે વપરાતો શબ્દ.
ઓળખાય (ક્રિ) જણાય.
ચંદનઘો(ના) સરડાના જેવું બિયામણું જાનવર.
ધજા (ના)નિશાન.
એક વચન(ના)જેમાં એકનીજ સંખ્યામાલમ પડે તે શબ્દ.
બહુવચન (ના) જેમાં એક કરતાં વધારે સંખ્યા જણાય તે શબ્દ.
વારેમડીએ(અ)હરવખત.
અડચણ(ના) હરકત.

પાઠ ૯૬ મો.

પુરૂષ(ના)મરદ-નરની જાતી.
શખ્સ(ના) માણસ.
આપ (સ)તમે નેઠેકાણે વાપરવાનો માન ભરેલો શબ્દ.
આસામી(ના શખસ.
ગુરૂજી(ના) ઉસ્તાદ.
હલકો (વિ) ઉતરતા.
વહાલો(વિ)હેતેસરી.
સંદેહ (ના) વેહેમ.

પાઠ ૯૭ મો.

તળી ના જોડાનું તળિએનું જાડું ચામડું.
મીરજાઈ(વિ)પીશોરીના જેવો, પણ બેઠલી ચાંચનો.
ખાલું(ના) જોડાનું ઉપલું ચામડું.
પિશોરી (વિ)ઉભી ચાંચનો; પારસી સાઈ.
નરી(ના)ઉંચી જાતનું સાફ ચામડું.
ચંપલ(ના)ખાલું, ચાંચ ને ખડા વગરનો જોડો.
કાલબુત(ના) જોડામાં ઠોકવાનું મોચીનું લાકડાનું ઓજાર.
સપાટ (ના ચાંચ તથા ખડા વગરના જોડા.
આર (ના)સોયજેવું કાણા કાચવાનું મોચીનું હથિઆર.
મુગલાઈ (વિ) વાળેલી ચાંચનો ઉંચી એડીનો.
મોચી(ના)જોડા સીવનારો.
ચકતી(ના) ચામડાના ગોળ કકડા.
દખણી(વિ)સરખાખાલાનો, દક્ષિણી લોકોને પેહેરવાનો.
ગામડીઆ(વિ) એકસરખા ખાલાના. ગામડાના લોકોને પેહેરવાના.

પાઠ ૯૮મો.

ઉથલાવવું (ક્રિ) ફેરવી

નાંખવું.
પાળ (ના) કોરણ.
સુખનળી (ના) માંઝર.
મગનીશીંગ (ના) વિલાયતી શીંગ.
અવળું (વિ) ઊંધું.
સવળું (વિ) ચતું.
કોર (ના) બાજુ, પાળ
ગાળા (ના) ઢીલીચામડાની વાધરી.
મેલ (ના) ધુળ કચરો વગેરે.
ખંખેરી (કૃ) ઝાપટી.
રક્ષણ (ના) બચાવ.
ઠોકર (ના) ઠેસ.

પાઠ ૮૯મો.

અશોક (ના) સુખ, ચેન.
પિંડ (ના) ગોળો.
બીચ (અ) વચમાં.
કુઠામ (ના) નઠારીજગો.
કીચ (ના) કાદવ.
કાયા (ના) શરીર.
ગરથ (ના) પૈસો.
ગાંઠ (અ) પાસે, સોડે.
પીજીએ (ક્રિ પીજીએ
કીજીએ (ક્રિ કરીએ.
વડાઇ (ના) મોટાઇ.
વસો (ક્રિ) રેહો.
કશો (વિ) કંઇ પણ.
વસ્યો (ક્રિ રહ્યો.
અસુખ (ના) બેચેનપણું.
ઉલટું (વિ) સામું, બમણું.
સૂઝે (ક્રિ) જણાય.
સૂલટું (વિ) સીધું.
ખચીત (અ) નક્કી.
પઢુ (ક્રિ કહું, ભણું.
વેણ (ના) શબ્દ.
પાધરૂં (વિ) સીધું.
છપાયૂ (ક્રિ) જણાઇ આવે.
પ્રભુજી (ના) ઇશ્વર.
ચૌટું (ના) બજાર.
ચેત્યો (ક્રિ) ખબર પડી.
નીચ (વિ) હલકો.
લપટાણી (ક્રિ) ખરડાઇ.
માયા (ના) પુંજી.
પદવી (ના) જગ્યા, દરજજો.
નિર્લજ (વિ) બેશરમો.
ફોકટ (વિ) નકામો.
ફજેત (વિ) બેહુરમત.

## (કવિતાની સમજુતી). (૧૪).

કદી કેફી વસ્તુ પીવી નહી, ને વિચારીને કામ કરવું; જેથી લોકોમાં આબરૂ વધે, ને હમેશાં સુખમાં રહો; કેફ કરવામાં કાંઇ પણ લેહેજત રહી નથી. એથી કરી સામું જીવને બેચેનપણું થાયછે, ને પાધરૂં કામ હોય તે પણ જણાતું નથી; તમારા મનમાં હું બરાબર પાધરોજ શબ્દ કહુંછું એવું નક્કી જાણજો; જે માણસ કેફ કરેછે તેની અક્કલ ઘણીજ ઘટેછે; જયારે પાપનો ગોળો બાપથી ભરાયછે, ત્યારે કેફી માણસ તેની નીશાથી પકડાઇ આવેછે;

તે માટે વિચારીને જે માણસ કેફ કરવી મૂકી દેશે, તેના પર પરમેશ્વર રાજી થશે. (૧).

કેફી માણસ કેફ કરીને પછી તે બજારની માંહે ચાલ્યો, ત્યાં સારી કે નઠારી જગોએ તે પડી ગયો, તોપણ (કેફની ધુનમાં) તે નઠારાને ખબર પડી નહીં; તેને ખબર પડી નહીં તોપણ તેનું આખું શરીર કાદવમાં ખરડાઇ ગયું. અને તથા લુગડાને છેડે જે પૈસા બાંધેલા હતા તે તે મૂરખ ખોઇ બેઠો (કામ છોડી ગયું); તેથી દલપતરામ કવિ કહેછે કે તે નફ્ફટ થઇને આખી પૃથ્વી ઉપર ફર્યો, ને કેફ કરીને નકામો બેહુરમત થયો. (૨).

પાઠ ૧૦૦મો.

સાહ્યું (ક્રિ) પકડવું.
શત્રુતાઇ(ના) દુસ્મનાઇ
મિત્રતાઇ (ના)દોસ્તી.
સદાઇ (અ) રોજ.
સજનાઇ (ના)સલુકાઇ
મેળવું (ક્રિ)મેળવવું.
વાસના (ના) ખુશબો.
સુખદાઇ (વિ)સુખઉ-પજે એવું.
દ્વેષ (ના) કીનો.
બાઇ(ના)બેહેન.બાઇડી
સાહી (કૃ) પકડી.
તજી (કૃ) છોડી,મૂકી.
સગાં (વિ)એકમાતથા એકજબાપનાપેટના.
સંપીને(કૃ)હળીમળીને.
લુચાઇ(ના) દોંગાઈ
ઠગાઇ (ના)ઠગ બાજી, છેતરવાનું કામ.
ભલાઇ(ના) સાલસાઇ
ટળે (ક્રિ) મટે, જાય.
દુઃખદાઇ (વિ) દુ.ખઉ-પજે એવા.
મીઠાશ (ના)મીઠાસ.
તન (ના) શરીર.

## (કવિતાની સમજુતી). (૧૫).

અરે બાયડીઓ ને મરદો તમે બધાની સાથે સગાઇ પકડીને જેવાં એકજ માબાપના પેટથી જન્મેલાં ભાઈ બેહેન રોજ હળી મળીને રેહે, કે જેની લડાઈ માણસમાં જણાઇ એમ લડયા નહીં, એવી માણસાઇ પકડી દોંગાઇ ખંધાઇ છોડીને અને બોલવામાં આબરૂની ખુશબો મેળવીને, વેરભાવ કાહાડી નાંખી તમે મનમાં સ્નેહભાવ રાખો; એથી તમને સુખ થાય એવું માન મળે ને દુઃખ ઉપજે એવી અદેખાઇ તમારી જતી રેહે, માટે મોંઢે સારા

સારા શબ્દ બોલો કે તમારા શરીરમાં સુખ થાય (નિરાંતે ઊંઘ આવે).

પાઠ ૧૦૧મો.
ખટપટ (ના) કડાકુટ.
ટાઢક (ના) ઠંડક.
પટેલ (ના) ગામનોફ-ગરી.
કસબો (ના) તાલુકાનું સૌથી મોટું ગામ.
હરખાત (કૃ) ખુશીથતાં
મુલ (ના) કિમ્મત.
ભાવ્યાં (ક્રિ) સારાંલાગ્યાં. સ્વાદ લાગ્યાં.
વડા (વિ) મોટા.
હળિઆ (ના) કળિઆ.
રોપાશે (ક્રિ) વાવીશ.
દાડમડી (ના) દાડમનું ઝાડ.
ખેડૂત (ના) જમીનખેડનારો.
ડાહ્યા (વિ) શાણો.
ઓસડ (ના) દવા.
જોડવાની (કૃ) એકઠાકરવાની.
લોભીઓ (વિ) લાલચુ.
તરશ (ના) સોષ.
હરખ (ના) ખુશી.

બચ્ચી (ના) બોકી.

પાઠ ૧૦૨જો.
શોધ (ના) ખોળ.
ખાધ (ના) ઝાડીખાડી.
ભુસ્કો (ના) કુદકો.
મટાડી (ક્રિ) ખોલવી.
જુગતી (ના) તદબીર.
કરાડ (ના) કોરણ.
ટેકાવે (ક્રિ) અધેલા ને મૂકે.
વાર (ના) ઢીલ.
ઉગારવા (કૃ) બચાવવા
જોખમ (ના) ધાસ્તી
આપમતલબી (વિ) સ્વારથી.
લેખે (ક્રિ) ગણે, માને.

પાઠ ૧૦૩જો.
ઉજળો (વિ) સફેત.
ચળકતો (વિ) તેજકરતો, ઝળકતો.
ગાળ્યો (ક્રિ) રસકર્યો.
છાપ (ના) આકાર.
લેખણ (ના) કલમ.
ચાંપશો (ક્રિ) દાબશો
ગાંધી (ના) કરીઆણું

વેચનાર. નેસ્તી.
હાટે (ના) બજારે.
ગલ્લા (ના) કાણાવાળી નાની ઇસકોતરી.
કીકી (ના) નાનીછોકરી.
ઉંચકી (કૃ) ઉપાડી.
તકરાર (ના) ઝગડો.
ભાગ (ના) હિસ્સો.

પાઠ ૧૦૪થો.
ઝુંટવવું (ક્રિ) છીનવીલેવું; ખુંચી લેવું.
સંતોખવું (ક્રિ) તરપત થવું.
હરખાવું (ક્રિ) મગનથાવું.
પૂછપાછ (ના) તપાસ.
ચોખ્ખો (વિ) સાફદાનતની.
સાથી (ના) સોબતી.
ઠર્યો. (ક્રિ) નક્કી થયો.
ધીરજ (ના) સબુરી.
વાટ (ના) રાહ.
કાયર (વિ) હેરાન.
ઉઘાડી (કૃ) ખુલ્લીકરી
ખરચાય (ક્રિ) વપરાય.

દીકરી(ના) છોકરી.
રૂએ(ક્રિ) રડે.
પાઠ ૧૦૫મો.
વેગળેથી(અ)આઘેથી.
રોઇને(કૃ)રડતાં રડતાં
ઝાંપો(ના)પરાનું નામ.
હીંડતાં કૃ) ચાલતાં.
બાપુ ના) ભાઇ.
ચાક(ના)આરામ.
ધણી(ના)માલિક.
પાઠ ૧૦૬ઠ્ઠો.
અટકચાળો(વિ)વીચી-
ત્રો.
અડપલો(વિ)અટકચા-
ળો, વીચીત્રો.
છાંકડો(ના)રંગીલો.છેલ

ડારો(ના) ધમકી,
ધીર ના) હિમ્મત, ધી-
રજ.
ડબી(ના) દાબડી.
ચૂરા(ના) કકડા.
ઝૂમી(કૃ ઝાઝી.
ચશ્મા(ના)અક્ષર મો-
ટા દેખાય એવો કા-
ચનો સંચો.
ધુંબ(અ)ધમ.
ખાડાળાં(વિ)ચપટાં.
અતિશે(વિ)ઘણા.
અડપલાં(ના અટકચા-
ળાં,આડાંઅવળાંકામ
છરી(ના ચપ્પુ.
સાન(ના)સમજણ.

ડાબલી(ના)દાબડી.
આનંદ(ના)ખુશી.
તત્કાળ(અ)તુરત.
જબરું(વિ ભારે ઘણું.
શોર બકોર(ના)અવા-
જ, સાદ.
ચોક(ના) છોથી બાંધે-
લી જમીન
અંધો વિ) આંધળો.
હસવું(ના)હાંસી,મજાક
હાણ(ના)નુકસાન.
લાડકડો(ના)લાડવાયો,
વાહાલો છોકરો.
વસ્માં વિ કપરાં.
દાટ ના)જુલમ.
ઘડયો(ક્રિ)બનાવ્યો.

## (કવિતાની સમજુતી). (૧૬).

એક અટકચાળો છોકરો, જેનું નામ જીવો હતું; તે જે ઠેકાણે જઇને બેસે ત્યાં ઘણા અટકચાળા (આડાં અવળાં કામ) કરતો હતો. (૧) કાગળ કે કલમ કે પછી ચપ્પુ, જે જે ચીજ તે જોતો તે ગમે તેવી સારી હોય, તોપણ તેને ઝડપથી બાઝી પડતો હતો (૨). તેને ના કહીએ પણ તે માને નહીં, અને કોઇનું કહેલું કશું તે કાને ધરે નહીં, તોપણ તેને એકજ દાહાડામાં, બધી સમજ-ણ આવી ગઇ. (૩). ઘરડો માણસ ચશ્માને દાબડી (તપખીરની). મેલીને માળ ઉપર ગયો. એટલે તે અટકચાળે (જીવાએ), તુરત ઘણા હરખ ભેર તે બંને વાના લઇ લીધાં. (૪). પછી તે ચશ્મા

જે ઘણાં ચપટા હતા તેને જીવાએ નાક ઉપર ભેરવ્યા, અને પગ વતી ધબ દેતાં કે દાબડી હતી તે જોવા સારૂ લીધી. (૫). તે દાબડીનું ઢાંકણું મજબુત દીધેલું હતું, તેથી તે ઉઘાડવાને તેણે ઘણું જોર કીધું, એટલે જોરથી તે ઉઘડતાં ઘણું ઉછળ્યું, ને ઘણો અવાજ થયો. (૬). તેમાંથી પછી તેના મોં ઉપર બધે તપખીર તપખીર થઇ રહી, એટલે તે ફાંકડો (સેહેલાણી) પાછી ફાંફાં મારવા લાગ્યો, ને હિમ્મત રાખી શકયો નહીં. (૭). પછી ચશ્મા તે છોના ચોકમાં નાંખ્યા, ને છીંકો ખાવા લાગ્યો. ને થાકીને ગભરાયો એટલે થુ થુ કરી, પછી જીવો ત્યાં રડવા લાગ્યો. (૮). તે આંખને ઘણી ચોળવા જાયછે, તો આંખે તેં આંધળો થાયછે, એવામાં ડોસાએ છોકરાને જોયો, અને ચશ્માના કંકડા થયલા દીઠા. (૯). પછી તે ડોસાએ જીવાને કહ્યું કે ભાઇ હાંસી હસારત થઇ ને વળી નુકસાન થયું, માટે હે લાડકવાયા જીવા તું એજ મતાનો જાણજે. (૧૦). ચશ્મા તો કપરાં થઇ પડયાં (માંહેના કાચ ભાંગી ગયા), ને દાબડીએ જુલમ કર્યો (માંહેની તપખીર વેરાઇ ગઇ), પછી જીવાએ કોઇ દહાડો પણ બીજી વાર પોતાની જીંદગાનીમાં એવો ઘાટ બનાવ્યો નહીં (એવું કામ કીધું નહીં). (૧૧).

પાઠ ૧૦૭મો.

નાનો કાંટો=કલાકકાંટે
મોટો કાંટો=મિનિટકાંટો. લાંબો કાટો.
ચિત્ર(ના)છબી.તસવીર
કુંડાળું(ના)ચકરડું.
અંતરે(અ)છેટે.
આંકડા (ના) નંબરો, અંકો.
મિનિટ (ના) રાા પળ.

પાઠ ૧૦૮મો.

મધરાત(ના)વચલી રાત, (રાતના ૧૨ વાગતાનો વખત).
એકીવારે=સામટા.
સવાલ(ના)પ્રશ્ન.
નક્કી(અ)ખચિત્ત.
ઝટ(અ)જલદી.

પાઠ ૧૦૯મો.

ૠતુ(ના)મોસમ.
વર્ણન(ના)બ્યાન, વિસ્તાર.
શીતળ(વિ)ઠંડો.
પાનખર (ના) ઝાડનાં પાંતરાં ખરી જાય તે મોસમ.
તંબોળ(ના)પાન.

શાલ(ના)ઊનનું કિમતી લૂગડું.
સરોવર(ના)મોટું તળાવ.
વનસ્પતિ(ના)લીલોતરી,ઝાડ પાંતરાં વગેરે
વણતોલ--તોલ નહી થાય તે ઘણાજ.
મલાર(ના)રાગનુંનામ (ચોમાસામાં ગાવાનો રાગ).
ખેતીકાર(ના) ખેતીવાળા.
ચાખડી(ના)પાવડી.
શિઆળો(ના) ટાઢની મોસમ.
કઠોળ(ના)અડદ, ચણા, વટાણા, વાલ. વગેરે ધાન્ય.
ડગલી(ના)બેવડી અંગરખી.
ઘટે(ક્રિ)ઓછો થાય.
ઉનાળો (ના) તાપની મોસમ.
જળ(ના)પાણી.
પાન(ના)પાંતરાં.
કેસુડાં(ના)પીળો રંગ કાઢ્ઢવાના ફૂલ.
રૂડાં(વિ)સારાં.
ગુણવાન(વિ) ફાયદાવાળા.
હોજ(ના)પાણીના બાંધેલા કુંડ.
ફુવારા(ના) પાણીની સેરો પોતાની મેળે ફુટે તેવા હોજ.
બાગ(ના)મોટી વાડી.
ચંદન (ના) સુખડને પાણી સાથે ઘસીને કરેલા લાંદો.
પંખા(ના)વીંજણા.
કોયલ(ના)મધુર રાગનું કાળું પક્ષી.
ચોમાસું(ના)વરસાદની મોસમ.
ખાસું(વિ)મઝાનું.
ફુલ્યાફુલ્ય(વિ)ખુડાખુડ.
ઉચ્ચાર(ક્રિ)બોલ.
ચંપા,ચંબેલી, જાઇ,ગુલાબ } ફૂલના નામ.
ફેલાય(ક્રિ)ખાવા આવે.
સુખકાર(ના) સુખને સારૂ.
હીંચોળા(ના)હીંચકા
ખાટ(ના)ખાટલા.

## (કવિતાની સમજુતી). (૧૭).

ટાઢની રૂતુ (કારતક, માગસર, પોસ) માં ઠંડો પવન આવેછે. ને પાનખર રૂતુ (ફાગણ, ચૈત્ર) માં ઘઊ પાકેછે; શિઅ જે ગોળ થાયછે ને કપાસ કઠોળ પણ પાકેછે, ને લોકો શરીરે તેલ ચોપડેછે ને પાન ચાવેછે. (૧). વળી શિઆળામાં લોકો ડાલમાં ઊન બનાતના ડગલા પેહેરેછે ને શાલ ઓઢેછે, ને ગરીબ લોકોના પગ ને ગાલ ફાટી જાયછે (તેઓને ડગલા શાલ મળતા નથી); શિઆળામાં દહાડો ટુંકો ને રાત મોટી હોયછે, ને શરીરમાં ખોરાકી

થી જોર આવેછે. (૨). તાપની રૂતુમાં ભોંયમાં પાણી ઘણાં ઉંડાં જતાં રહેછે, ને નદી તળાવનાં પાણી સુકાઇ જાયછે; બધી લીલોતરીનાં ઝાડને નવાં પાંદડાં આવેછે, ને કામમાં આવે એવા સારા પીળા રંગના કેસુડાના ફૂલ થાયછે. (૩). ઉનાળામાં પાણીનાં કુંડ, ફુવારા, બાગ બગીચા સારા લાગેછે. અને સુખડનું ચંદન તથા વીંજણા પણ વાહાલાં લાગેછે (તેથી ટાઢક વળેછે); કોયલ પક્ષી સારા મધુર શબ્દ બોલેછે, અને ગરમી એટલી પડેછે કે તેનું વર્ણન થતું નથી, (એટલે તે કહી શકાતી નથી). (૪). વરસાદની રૂતુ બહુ મઝાની લાગેછે. તવારે બધે ઠેકાણે પાણી ભરપુર થતું રહ્યું હોયછે. લોકો મલ્લાર રાગ ગાયછે કે તેથી વરસાદ આવે. ને ખેતીવાળાઓ ખેતરમાં રોપણી ચલાવેછે. (૫). ચંપા ચંબેલી ને જાઇ, તેમજ ગુલાબના ફૂલ સારા ખીલેછે; ચોમાસામાં વરસાદને સારૂ છત્રીઓ હોયછે, ને સુવા બેસવાને હીંચકા ને ખાટલા તથા ચાલવાને પાવડીઓ રાખેલી હોયછે. (૬).

પાઠ ૧૧૦-મો.

લાવરી (ના) ચંડાળ પક્ષી.
લણવું(ક્રિ) કાપણી કરવી.
નચિંત(વિ)બેફિકર.
ફોકટ(વિ) નકામું.
ચિંતા(ના) ફિકર.
આડોશી પાડોશી(ના) પાસેનાઘરનારેહેનારા
ટાંપીને(કૃ)તાકીને.
માલ (ના) જીવ.
ભાઇભાંડુ (ના) ભાઇ તથા બાઇ બેહેનનાં છોકરાં છૈયાં.
લણણી(ના) કાપણી.
બીનાં(ક્રિ)બીધાં.
સમાચાર(ના)ખબર.

પાઠ ૧૧૧મો.

ધારણા(ના) દિલાસો.
પંડે(વિ)જાતે, પોતે.
આપ મુઆ વિના સ્વર્ગે ન જવાય—પોતાનું કામ પોતાથી જેવું સારૂં થાય તેવું બીજાથી નહીં થાય.
મેઘ સમાન જળ નહીં—બીજું ગમે એટલું પાણી આવીને પડે. પણ વરસાદનાં પાણીની બરાબર નહીં થાય.
આપસમાન બળ નહીં—આપણું કામ કરવામાં આપણું જોર જેટલું કરેછે તેટલું બીજાથી થતું નથી.
મેઘ(ના)વરસાદ.
સમાન(વિ)બરાબર.

બળ(ના)જોર.
નજર(ના)નીધા.

પાઠ ૧૧૨મો.

ગુરૂ(વિ) દીર્ઘસ્વરવાળો
થડકવું(ક્રિ)ભારથી બોલવું.
લઘુ(વિ)હ્રસ્વસ્વરવાળો
અનુસ્વાર(ના)બિંદુ.
હ્રસ્વ (વિ) ટુંકો.
ગણુ(ના)ત્રણ અક્ષરની ટોળી.
દીર્ઘ(વિ લાંબો.
માત્રા(ના)ઉભી રેઘ.
ભેદ(ના)પ્રકાર.
જોડાક્ષર(ના) જોડેલા દસ્કતો.
પત્ર(ના) કાગળ.
ઠરાવેલા(કૃ)નક્કી કરેલા
વિગત(ના તપસીલ.

પાઠ ૧૧૩મો.

પ્રકાર(ના) જાત, રીત.
માત્રામેળ (વિ) માત્રા ઉપરથી થયેલા.
અક્ષરમેળ (વિ) અક્ષર ઉપરથી થયેલા.
પદ(ના)ગમે તેટલી માત્રાનું એક ચરણુ્લીટી
ચોપાઇ(ના)જેમાં ચાર પદ આવેલાં તે.
પિંગળ(ના)કવિતા બનાવતાં શીખવાની ચોપડી.
ચરણુ(ના)પદ.

પાઠ ૧૧૪મો.

વિસ્તાર(ના) એહવાલ.
લક્ષણુ(ના)ધ્યાન.
લંબાણુ(ના)લાંબો વિસ્તાર.
વિસામો(ના આરામ.
આરંભતાં(કૃ)શરૂકરતાં
વર્ણમેળ (વિ) વર્ણથી થયલાં.
વિશેષ (વિ) વધારે.

પાઠ ૧૧૫મો.

વિશ્રામ ના વિસામો.
અનુપ્રાસ (ના) મળતાં ઉચ્ચારના અક્ષરો,
કવિત(ના)મનહરછંદ.
શબ્દો(ના) બોલ.
ત્રિભંગી(વિ)ત્રણ પદથી તુટે ને ચોથે પદે બંધ બેસે એવો.

પાઠ ૧૧૬ મો.

ઘાટ (ના) આકાર.
કૌવત (ના) જોર.
સરજી (ક્રિ) પેદા કરી.
મુળથી (અ) પેહલાં.
જીંડવા (ના) દીંડવા.
ઉખેડે (ક્રિ) મૂળ સાથે ખેંચી કાહાડે.
પીલીને (કૃ) દાબીને.
આદમી (ના) માણુસ.
રૂપ (ના) ઘાટ, આકાર.
બદલે (ક્રિ) ફેરવે.

પાઠ ૧૧૭ મો.

સંપ(ના) એક મત, એક્કો.
મંત્રી (ના) પ્રધાન.
નૃપ (ના) રાજા.
ચખ (ના) આંખ.
નિજ (વિ) પોતાના.
મહી (ના) પૃથ્વી.
ભ્રાત (ના) ભાઇ.
આદિક(અ) એશિવાય.
પ્રધાન (ના વજીર.
સંવત (ના) વિક્રમનો.
સન, (હાલ૧૯૪૧).
તેર ચેપંન(વિ)૧૩૫૪
વિક્રમ (ના)રાજાનુંનામ છે.

દિલી(ના) હિંદુસ્તાન-માંજમના નદી ઉપર શેહેર છે.
અલાઊદ્દીન(ના)ખીલજી વંશનો બીજો બાદશાહ.
તખ્ત(ના) રાજ્યગાદી.
મલેક (ના)મલેકકાફુર, ખીલજી વંશનો ત્રીજો બાદશાહ.
જબ(અ)જેવારે,તેવારે.
અમલ (ના)રાજ,હકુમત.
ઇર્ચા(ના)ભાવ,ઇચ્છા.
વિખ (ના)ઝેર.
શાહ (ના)બાદશાહ.
શાહજાદો(ના,બાદશાહનો છોકરો.
એક માસ દીનપંચ (વિ)પાંત્રીસદિવસ.
સંપજે (ક્રિ) ઉપજે.
સેવ્યો (ક્રિ રાખ્યો.
વણ (અ)વગર.
કુંવર (ના)રાજાનો છોકરો.
હણ્યો(ક્રિ)માર્યો.
પિતુમાત(ના)માબાપે.
શુભ (વિ) સારૂં.
સેવતે (ક્રિ)રાખતા.
રંક(ના)ગરીબમાણસ.
પીડાય (ક્રિ)દુખીથાય.
ધન(ના)પૈસો,દ્રવ્ય.
ધારતું (ક્રિ)વિચારતું.

## (કવિતાનો સમજુતી). (૧૮).

જયારે વિક્રમાજીત સંવત ૧૩૫૩ નું વર્ષ હતું, ત્યારે દિલીના રાજ્યની ગાદી ઉપર અલાઉદ્દીન બાદશાહ બેઠો; એટલે તેના વજીર મલેક કાફુરને રાજ્ય કરવાની મરજી થઇ, તેથી તેણે અલાઉદ્દીન બાદશાહને ઝેર ખવાડીને મારી નાંખ્યો ને તેના છોકરાની આંખ પણ ફોડી નાંખી; પણ પછી તે મલેક કાફુર ફકત પાંત્રિસ દહાડા રાજ્ય કરીને ખરાબ રીતે મુઓ. માટે ખચિત્ત વિચારીને જુવો કે સંપ મૂકી ને કામ કરે તો કદી સુખ થાય નહીં. (૧).

દિલી શેહેર વગેરે બીજા દેશોમાં આજ સુધીમાં જે જે રાજાઓ થયા તેઓમાં જેમણે સંપ રાખ્યો નહીં તેઓ બધા નગર મોતે (કમોતે) મૂઆ; તેમાં કોઇ રાજાને પોતાના છોકરાએ માર્યો, અને કોઇને પોતાના ભાઇએ માર્યો; તેમ કોઈ રાજાને પોતાના વજીરે માર્યો; એ પ્રમાણે સારી રીતે સંપ રાખતા નથી તો રાજા અને રંક એટલે (પૈસાદાર અને ગરીબ) બંનો જણ દુઃખી થાય છે: પૈસા થકી સુખ થાય કે એવું કોઇ વિચારતું નથી; પણ સંપ રાખેથીજ સુખ થાયછે. (૨).

પાઠ ૧૧૮ મો.

તેજાનો (ના) જાયફળ જાવંત્રી, તજ વગેરે મસાલો.
ખુશબોદાર (વિ) સુગંધદાર.
જાવંત્રી (ના) જાયફળ ઉપરની છાલ.
ટાપુ (ના) બેટ.
ખાસા (વિ) મઝાનાં
ઝુમખા (ના) લુમખા.
શોભિતું (વિ) શોભાયમાન; સારૂં.
બીજ (ના) ફળ, ગર.
જામફળ (ના) જમરૂખ
દેખાવડું (વિ) શોભાવંતુ.
ચૂંટી (ક્રિ) તોડી.

પાઠ ૧૧૯ મો.

બાદીઆન (ના) એક જાતનો તેજાનો.
ભભકદાર (વિ) શોભિતો, ખીલતો.
તજ (ના) લવેંગના ઝાડની છાલ.
ગળપણ (ના) મીઠાસ.
નીપજે (ક્રિ) પાકે.
કુંપળ (ના) ફણગો.
સુરભ (ના) વાસ.
તમાલપત્ર (ના) તજનાં પાંતરાં.
જાંબુડા (વિ) જાંબુના જેવો, (ભૂરો આસમાની).

પાઠ ૧૨૦ મો.

લોંકડી (ના) શિયાળ જેવું જાનવર.
છટકી જવું (ક્રિ) નાસી જવું, હાથમાં નહી આવવું.
શિકારી (ના) પારધી, શિકાર કરનારો.
અણીદાર (વિ) અણીવાળું.
ગોડે (અ) પેઠે.
છાંટ (ના) રંગની ભાત.
બોલ (ના) બખોલ, બો.
બો (ના) ખાઈ.
સંધ્યાકાળ (ના) સમીસાંઝ, (દીવા બત્તીનો વખત).
ઉંદર (ના) મોટો ઉંદર.
કુકડા (ના) મરઘા.
બગાડ (ના) નુકસાન.
ખબરદાર (વિ) હોંશીઆર.
પક્કાઇ (ના) ખંધાઇ, ખબરદારી.
ખંધું (વિ) લુચ્ચું.

પાઠ ૧૨૧ મો.

ડુંગર (ના) મોટો ઉંચો ટેકરો.
કઠણ (ના) ઢાળ.
સંકડો (વિ) સો.
પક્કી (વિ) પાકા, હોંશિઆર.
કાળા માથાનું=બોલી શકે એવું અક્કલવાળું.
માનવી (ના) માણસ.

પાઠ ૧૨૨ મો.

માહાસાગર (ના) મોટા સમુદ્ર, (પૃથ્વી ઉપર એવા પાંચ છે).
કાંઠો (ના) કિનારો.
હિંદી (ના) હિંદી મહાસાગર, (હિંદુસ્તાનની દક્ષિણનો).
આટલાંટિક (ના) એથી-

આ ખંડની પશ્ચિમ તરફનો મહાસાગર.
પાસિફિક(ના સ્થિર પાણીનો મહાસાગર.
રોકવું(ક્રિ) ઘેરવું,ફરવળવું.
સાગર (ના) સમુદ્ર.
મેર (ના) બાજુ.
નાંટી(ફ્રે)લપેટી. ઘેરી.
પીવાજોગ. પીવાલાયક
પથરાએલું(કૃ)ફરી વળેલું.

પાઠ ૧૨૩મો.

ચમત્કાર(ના)અચંબા, અજબ ખેલ.
ખોખું(ના)જીવ વગરનું ખોળીયું
વમળ(ના)પાણીના ભમરા.
વંટોળીઓ(ના)પવનનું જોરથી વાવું.
કંઠાણ(ના) દરિઆ કાંઠેનો દેશ.
શંખલા(ના) છીપોમાં થતા જીવડા.
ભરતી(ના)જુવાળ, પાણીનું આવવું.
ઓટ(ના) પાણીનું ઉતરવું.
પરવાળું(ના)ઝીણા લાલ પથરા જેવી ચીજ દરીઆમાં થાયછે.
વાદળી(ના) કાણા કાણાવાળી પાણી ચુસે એવી પોચી ચીજ.

પાઠ ૧૨૪મો.

ડેરા (ના) તંબુ.
તંબુ (ના) નાનો ડેરો.
બારૂં (ના) બંદર.
વેહેવારીઓ(ના) આબરૂદાર—શાખવાળો માણસ.
દીવાનખાનું(ના) આગલા ભાગનો બેઠકનો ઓરડો.
અનુકુલ વિ)ઠીક, પાધરૂં.
ઢાળે(ક્રિ)ઢળતીરાખેછે.
પેદાસ(ના) આવક,નીપજ.
જીવેછે (ક્રિ) ગુજરો કરેછે.
પુટી (ના) પીલી.
હુશયાર (વિ)અક્કલ- વાળા,કાબેલ.

પાઠ ૧૨૫મો.

કળા(ના)હુન્નર,યુક્તિ
યંત્ર(ના)સાંચો.
પ્રતિ(ના)નકલ.
મુદ્રાછાપ (ના) બીબાછાપ.
શિળાછાપ (ના) પથરા ઉપર અક્ષર પાડી છાપવું તે.
પુસ્તકો(ના)ચોપડીએ
સુમારે (અ) આસરે
છાયલ, છીદડી (ના) બાયડીઓને પેહેરવાનાં સૂતરાઉ લૂગડ
છીપા(ના) લૂગડાં છેકનારા લોકો.
શાઇ (ના) રૂશનાઇ.
બેડાળ (વિ) ખરાબ આકારના, ઘાટવગરના.
સુધારો(ના) સારો ફેરફાર,ખામીમટાડવી.
છાપખાનું(ના) પુસ્તકો વગેરે છાપવાનું ઠેકાણું.
...(ના) ઉતારો,...

હિકમત(ના)તદબીર.

પાઠ ૧૨૬મો.

કુલ(ના)કામ.
શ્રેષ્ઠ (વિ) મોટો.
નિર્જીવ(વિ) જીવ વગરનાં.
વર્ગ(ના)જાતિ, પંક્તિ.
વનસ્પતિ(ના) ઝીલોતરી.
કરમાય(ક્રિ) ચીમળાય.
વેદના(ના)પીડા, દુઃખ.
પદાર્થ(ના)ચોજ, વસ્તુ.
મુદ્દલ (વિ) બીલકુલ.
ખરે ખાતના(વિ) સાચે સાચા.

પાઠ ૧૨૭મો.

ટંટો(ના) ઝગડો.
પતાવનાર(ના)સમાધાન કરનાર.
ઝગડો(ના)ટંટો.
પરીક્ષા(ના)તપાસ.
પંચ(ના) પાંચ માણસની ટોળી.
ઇનામ(ના) ચોપડી વગેરેનો સરપાવ.
ઠરાવ (ના) નિશ્ચય.
નારાજી(ના)નાખુશી.
ઠાવકી(વિ) ડાહી.
ફરિયાદ (ના) રાવ.
ગુનો (ના) વાંક.
મસ્તી(ના)તોફાન.
સાંખી (કૃ) ખમી.
ખબરદારી(ના) હોંશિઆરી.
ભલમનસાઇ(ના)દાનાઇ,સાલસાઇ.

પાઠ ૧૨૮મો.

ઉપરાણું(ના)તરફદારી
વહાલાં(વિ)હેતસરી.
લાજતી(કૃ) શરમાતી.
બેનપણી(ના)સહિએર
વારી(ક્રિ)અટકાવી.
ઝંખવાણાં(વિ) ઝાંખાં, વીલાં.
ધન(અ) શાબાસ.
અસર(ના) લાગણી
ભુંડું(વિ) ખરાબ.
ઝાઝી (વિ) ઘણી.

પાઠ ૧૨૯મો

ભેજ(ના) ભીનાસ, સરદી.
સંધિવા(ના) હાથ પગ રહી જાય એવો વા.
અસેખમા(ના) સરકમ,
મગજ ભારે થાય તે.
વીનવું(ક્રિ)વારી વારીને સમજાવવું.
ભોંયતળીઉં(ના) પેહેલા માળ નીચેની જમીન.
રસોડું(ના) રાંધણી.
ખબરઅંતર(ના)સમાચાર.
સેહતું (કૃ)સદતું,માફક આવતું.
અવસ્થા (ના)હાલત.
વાંકા (વિ) નબળા.
ગ્રહપીડા (ના) ગ્રહના જોગનુ દુઃખ.
નડેછે (ક્રિ)હેરાન કરે છે.
કીચડ(ના) કાદવ.
નસીબ(ના) ભાગ્ય.
મટયો(ક્રિ) દુર થયો.

પાઠ ૧૩૦મો.

નામિચો(વિ)જાણીતો. પ્રખ્યાત.
રણ(ના)રેતીનું મેદાન.
સરેરાશ(વિ)સરાસરી
લેખાય(ક્રિ)ગણાય.

જૈન ધર્મી=શ્રાવક લોકોના ધર્મના.
રળિઆમણું (વિ) શોભાયમાન
અખાત(ના)પાણીનાળી મોટી ખાડી.
તંગાસ(ના)તાણ, ખોટ.
રેતાળ(ના) રેતીવાળી.
જાર(ના)જુવાર.
ડાંગર(ના)ભાત.
પંકાય(ક્રિ)સરસ કેહેવાય.
સરસ(વિ)સારા.

પાઠ ૧૩૧મો

શોભાયમાન(વિ)સારૂં, શોભાવંતુ.
ધામ(ના)મુકામ.
ઇલાકો(ના)જેમાં ઘણાં સંસ્થાનો આવેલાં તે.
છાવણી(ના)પડાવ.
જીલ્લો(ના)જેમાં ઘણા-એક તાલુકા આવેલા તે
સંસ્થાન (ના) રાજાના વસાવેલા ખંડિઆ મુલક.
રેસીડેંટ(ના) સરકાર તરફથી છાવણી નાંખી રેહેનારો.
ગાદી(ના)તખત.
સરકાર(ના)હાકેમ.
સંઘ(ના) ટોળા.
સાહુકાર(ના) પૈસાવાળો [illegible]
કુંડ(ના) [illegible] બાંધેલો [illegible] ઝરો.
અધિકારી(ના)ઓહ્દેદાર, હાકમીવાળો.
મુદત(ના) ઠરવેલો વખત.
પેડું(ના)તાબો,હવાલો.

પાઠ ૧૩૨મો.

વાઝોડું(ના)પવનનું તોફાન.
સુઝી(ક્રિ)માલમ પડી.
વારો(ના)વખત.
તાપણું(ના)બળતું.
ગઠ્ઠો(ના) ઠરેલા રસનો ગાંગડો.
જુગ્તી(ના)તદબીર.
કારખાનું(ના)વખાર.
સોડા (ના) એક જાત-ખાર.
નિર્મળ(વિ ચોખ્ખો.
લોંદો(ના)લચકો.
ઘેર(ના)ઘેરાવો, ફેર.

પાઠ ૧૩૩મો.

બિલોરી(ના)હાંડીની-જાતનો કાચ.
ખપોટી(ના)એક જાતની રેતી.
પારદર્શક(વિ)જેમાંથી આરપાર જોવાય તે
ફંદીલ(ના)કાચનું પ્યાલું.
હાંડો(ના)દીવો સળગાવવાનો કાચનો ડબ્બો.
પ્યાલા (ના)જામ, પવાલાં.
બરડ(વિ) ભાંગી જાય એવો.
કણી(ના)રજ,રજકણ
પ્રકાર(ના)જાત.
મેળવણી(ના)ભેગ.
પોટાશ(ના)એક જાતનો ખાર.
બાટલીઓ(ના)સીસીઓ.
આરપાર(અ)આમશા

પડથીપાછલાપડસુધી
પૈસાદાર(વિ)તાલેવંત
પાઠ ૧૩૪મો.
ક્ષાસ(ના)સાબુ બનાવવાનો ખાર.
કાંકણ(ના)ધોળા ટપકાવાળી કાળી ચપટી ધારવાળી બંગડી.
પ્રખ્યાત(વિ) નામીચા.
ખેતરવા(ના)ખેતર પૂર જગ્યા.
વોહોરા(ના)હોરા લોક.
બ્રાહ્મ ગુવાડો(ના)બ્રાહ્મણ લોકોનો જથો
પુષ્કળ(વિ ઘણો.
કાપડાં(ના)ચોળી, કાંચળી.
ખાંપા (ના) આરસી આરસીના કાચના ઝીણા ઝીણા કકડા
મકાન(ના)ઘર,મુકામ
[illegible](ના)કિમ્મત.
પાઠ ૧૩૫મો.
પડછાયો(ના)ઓળો.
સંતોષ(ના)આનંદ.

તીરે(ના)કાંઠે.
ભોગવવું ક્રિ)વાપરવું.
ઇછે ક્રિ)ચાહે.
અનીતિ ન )ગેર રીતી બીન વિવેક.
લોભે લક્ષણ જાય લોભથી આબરૂ જતી રેહે.
મુળગાં(વિ)સમુળાં,બીલકુલ.
ઉદ્યોગ(ના)મેહેનત.
સ્થિતિ ના)હાલત.
તકાવવું(ક્રિ) ધારી રેહેવું તાકી રેહેવું.
ડાળો(વિ)ખાલી.
ભાળવો(ક્રિ)કુડાવવો.
લોભને થોભ નહી—લોભનો કંઇ છેડો નથી
પાઠ ૧૩૬મો.
કાર(ના)વેહેવાર.
પ્રોઢી (વિ)મોટી,ઘણી.
હળવો(વિ)હલકો.
પોખાવું(ક્રિ)પંકાવું.
સમુળું(વિ)બધું.
ક્ષોભ(ના)દલગીરી.

ગોદ(ના)મોઢીણી.
ચૂન(ના)ખોટ,ખફાદ.
તપુમાન(ના)શરીરના ભો
માનમરજાદા(ના)આબરૂ.
ભાર(ના)વક્કર.
વેહેવાર(ના)આપ લેનો સંબંધ.
નત(અ)નહીં
પુણ્ય(ના)ધર્મ, દાનનું આરોપ
લક્ષણ(ના)ગુણ.
શૂળ(ના)પેટ સુંથાય એવો રોગ.
બે લોક-આ લોક ને દેવલોક.
દોષ(ના)અપરાધ.
સંતોષી(વિ) આનંદી.
પુરણ(વિ પુરૂં, બધું.
મહીપતિ(ના.રાજા.
ધાન(ના)અનાજ.
અર્થ(ના) મતલબ.
ગાંડો(વિ)ઘેલો.
ગર્થ(ના)પૈસો.

## (કવિતાની સમજુતી). (૧૭).

[illegible] ચાલતો વેહેવાર બંધ થઇ જાયછે, અને લો

ભથી ઇજત આબરૂ ઓછી થાયછે, લોભે સારી રીત રેહેતી નથી. તેમ લોભથી એક બીજામાં સારૂં હેત પણ રેહેતું નથી.(૧). લોભ કરવાથી બાર વક્કર રેહેતો નથી. ને લોભથી આપસનો સંબંધ ચાલતો નથી, લોભથી સઘળા ગુણ ઓછા થાયછે, ને લોભથી ભારેનો હલકો થાયછે. (૨). લોભથી વિદ્યા પંકાતી નથી, ને લોભથી પુન્ય કરેલું બધું જતું રેહેછે; લોભે કરીને સઘળાં ગુણ શૂળ જેવા જાણવા. અને લોભ એ સઘળા પાપનું મૂળ જાણવું, (એટલે અતિ લોભ સર્વ જતું રેહેછે). (૩). આ લોકને દેવલોક એટલે (મૃત્યુ લોક ને સ્વર્ગ લોક) એ બેમાં બુડાડે એવો લોભછે, પણ તેમાં મોહિણી મૂકેલી છે એ મોટી દલગીરીની વાત છે; લોભ કરવા વિષે ઘણા અપરાધ કહેલા છે, પણ સુખી થવાનો માર્ગ તો આનંદ રેહેવું તે છે.(૪). જે આનંદી છે, તેને બહુ માન આવકાર હોયછે, ને આનંદી માણસ શરીરે સારો દેખાયછે, આનંદી માણસને શી બાબતની ખોટ હોયછે? (કશી વાતની ખોટ હોતી નથી), તેમ આનંદી માણસને પૂરૂં પુન્ય હોયછે એટલે તે પુન્યાત્મા કેહેવાયછે. (૫). આનંદી માણસને રાજાના જેવા માન આલિંગન થાયછે, ને આનંદીને ખાવાને પુષ્કળ ધન ધાન્ય હોયછે; આનંદીનો ઉપર કહ્યા તેજ અર્થ છે, પછી ગાંડો થઇને નાણું શોધવા જાય નહીં. (૬).

પાઠ ૧૩૭મો.

દ્વારકા(ના કાઠિયાવાડની પશ્ચિમે જાત્રાનું મોટું ધામ છે.

શંખ, ચક્ર, ગદા, પદ્મ } ચાર છાપનાં નામછે, વિષ્ણુંના ચાર આયુધ્ય છે.

છાપના(ના)મંડાણ.

ઘાટ(ના)ઓવારો.

માથાદીઠ(વિ)માણસદીઠ, અકેકા આદમી એ.

તપાવીને(કૃ) ગરમ કરીને. ઉનુ કરીને.

ડામ(ના) ધગધગતો લોઢાનો ઉનો ચપકો.

વેરાગી(ના)સાધુ,બાવા.

મજલ(ના) દસ પંદર ગાઉનો ટપ્પો.

જાત્રાળુ(વિ)જાત્રા જનારા

બોઢાણો(ના)એક રજપૂત ભક્ત થઈ ગયો.

પાઠ ૧૩૮મો.

ગુણકારી(વિ)ફાયદાકારક, ફાયદાવાળી.

ખજૂર(ના)ખજૂરીનાં ફળ.
સાંથવો(ના)શીરા જેવાં લચકો.
પેશી(ના)પીશી.
મુસાફર(ના)જૂદા જૂદા દેશમાં ફરનારો, પ્રવાસી.
ઘટા(ના)ફેલાવો,પથરાઈ જવું.
ટાઢક(ના)ઠંડક.
ઢળિઓ(ના કળિઓ.
નકામો(વિ)નગર ખપનો.

પાઠ ૧૩૯મો.

ભુતારો(ના સાવરણી.
નીરો(ના)કેફ વગરની મીઠી તાડી.
બેવકૂફ(વિ)મૂરખ.
સાવરણી (ના)બૂતારો.
તાડી(ના) ખજૂરીમાંથી ઝરપેલો રસ.
મેડો(ના) માળ.
પીઢીયાં(ના ભારોટીઆં
ગાઢવા(ના) લાંબા મોના કાઢવનાં ઢોચકાં.
છેદ (ના) કાણું, વેહ.
ઘેલાઇ(ના ગાંડાઇ,નાદાની.

પાઠ ૧૪૦મો.

રાજધાની ના)રાજગાદીનું શેહેર.
રાજનગર ના રાજધાની.
મસીદ(ના) હોરા,મુસલમાન વગેરેને નીમાજ ભણવાનું ઠેકાણું-મકાન.
પુસ્તકશાળા(ના)પુસ્તકો રાખવાનું ઠેકાણું
પ્રખ્યાત(વિ) પંકાયલું.
વચ્ચોવચ (અ) મધ્ય ભાગે.
ભદ્ર (ના) જેમાં ભદ્રકાળા માતાછે તે મકાન.
પ્રાચીન (વિ) જૂનું.
કેદી(ના ગુનેહગાર લોકો, અપરાધીઓ.
તુરંગ(ના કેદખાનું.
શુમાર(ના) અડસટ્ટો.
સૂતર(વિ સેહેલ,સુગમ

પાઠ ૧૪૧મો.

ઘાટીલાં(વિ)ઘાટવાળાં.
વિશાળ(વિ)લાંબું પોહોળું.
તરેહતરેહવાર(વિ)જૂદી જૂદી જાતનો.
દેશાવર (ના) પરદેશ.
કિનખાબ(ના) રેશમનું કસબના બુટ્ટાદાર લૂગડું.
મશરૂ(ના)એક જાતનું રેશમી કાપડ.
વખણાય(ક્રિ)પંકાય.
તોપખાનું (ના) તોપો રાખવાનું ઠેકાણું.
કરંજા (ના) પાણીનાં ફુવારા.
ઇમારતો (ના) ઉંચી બાંધણીનાં ઘરો.
ખંડેર(ના) જૂનાં મકાનો પડી ગયેલાં તેની ખુલ્લી જમીન.
મ્યુનિસિપાલ (વિ)શેહેર સૂધારાનું.
સૂધરાઇ (ના) સુધારો
સડક(ના) પાકો બાંધેલો રસ્તો.
કાંપ (ના) છાવણી.
ગોરા(વિ) ટોપીવાળા.

પાઠ ૧૪૨મો.

મુખવાળાં=મોંઢાવાળા
સામગ્રી (ના) સામાન.
કારમી (વિ) અજબ, ભારી.
સ્વર્ગ (ના) કૈલાશ.
સ્કૂલ (ના) નિશાળ.
નર્ક (ના) જાહનમ.
દિસે (ક્રિ) જણાય.
ભયંકાર(વિ)બિયામણું
કાળાં (વિ) નઠારાં.
કૃત્ય (ના) કામ.
જશ (ના) આબરૂ.
ઉજળા (વિ)પંકાયલા, સફેત.
જન (ના) માણસ.
સમાન (વિ) જેવું,બરાબર.
રત્ન (ના) કિમતી ઝવાહિર.
અમૂલ(વિ) જેની કિમ્મત થઇ શકેનહીં
મનરંજ(વિ)મનખુશ થાય એવું.
કારંજ (ના) ફુવારો.
ચડતે પોહોરે=દાહાડો ચડતાં,સુરજ ઉગેને
ઠરવાનું (કૃ)ખુશી થવાનું, ગમવાનું.

## ( કવિતાની સમજુતી). (૨૦).

ભદ્ર એટલે કલ્યાણ એ સૌથી સારૂં નામ એવો અર્થ થાય છે તે તો બધી દુનિયાના લોકો જાણેછે, પણ કોણ જાણે કયા કારણે કાળાશથી ભદ્ર નજરે બિયામણું દેખાયછે. (૧). તો કેહે તેમાં કાળાં મોંડાંવાળા(કેદી લોક) રેહેછે,તેઓ નઠારાં કામના કરનારા છે, તે કારણ કાળાશથી ભદ્ર નજરે બિયામણું માલમ પડેછે. (૨). તેનાં કરતાં દુનિયામાં જેની આબરૂ ઘણી છે તે જો, અને તેવા માણસોથી ભરેલી જશવાળી તું પુસ્તકશાળા જો.(૩). કાચા કાચનાજેવા (એટલે ભણતા વિદ્યાર્થિ), કે જેઓ ભણેથી તેની ઘણી કિમ્મત આવેછે, અને પછી તેઓનું સારૂ મુલ આવેછે એટલે(સારા પગારદાર થઇ જાયછે), એવા ભણનારાનેવાસ્તે આ નિશાળ મોટી છે તે જો.(૪). સ્વર્ગ,નર્ક, અને આ દુનિયાના લોકના રસ્તા સઘળા મેહેલા છે, તે રસ્તે જવાના જુઓ આજ ત્રણ દરવાજાછે, એટલે (અમદાવાદમાં ત્રણ દરવાજાછે તેને સ્વર્ગ, નર્ક, ને આ લોકમાં જવાના એવા ત્રણ દરવાજાની ઉપમા આપી છે). (૫). સુખનો બધો સામાન જ્યાં મનને ખુશ લાગે એવો મળેછે.

એવો તું વિચારી જો કે આ કારંજ કેવો બનેલોછે.(૬) દર સુક્રવારે આ જગોએ એટલે (અમદાવાદમાં)શોભા સારી બનેછે,અને દરરોજ સહવારે સૂરજ ઉગતે માણેકચોકમાં સારો બજાર ભરાયછે. (૭). એ ચોકના બજારમાં બે ઘડી બેસથી જીવ ખુશ થાયછે, તે જોઇ ને દલપતરામ કવિ મનમાં ઘણા ખુશ થયા છે. (૮).

પાઠ ૧૪૩મો.

બહાદુર (વિ) હિમ્મત વાળો.
મડમ (ના) સાહેબ લોકની સ્ત્રી.
ઉતારૂ (ના) વહાણમાં બેસનારા લોકો.
સાહેબ(ના) યુરોપીયન ગ્રહસ્થ,ટોપીવાળો.
ઢીલો.(વિ)સુનો,છુટો.
બેલ (ના) લાડ.
ડોળ્યું(ક્રિ) વાંકું વળ્યું
બાઘરંજ(અ) તુરતજ.
મછવો(ના)નાની હોડી
પાસે (ના) બાજુએ.
હલેસાં (ના) ચાટવા.
ભાન (ના) સુદ્ધિ.

પાઠ ૧૪૪મો.

લંગર(ના) વહાણ અટકાવવાને પાણીમાં નાંખવાની લોઢાની બિલાડી.
કજીતર(ના)દુખાવો.
ખલાસી ના)ખારવા.
અણુસારો ના)ઇશારત
તક (ના) વખત, દાવ
સંકટ (ના) દુઃખ.
ડૂપકી(ના)બૂડકી.
દાંતીઆં(ના ધુરકીઆ
લગભગ (અ) નજીક, પાસે.
જડબું(ના)ડાંચું.
ઉગર્યો(ક્રિ)બચ્યો.

પાઠ૧૪૫મો.

ત્વરતબુદ્ધિ(ના)દુઃખની વખતે તુરત ઘટતો ઉપાય સૂઝે એવી અક્કલ.
કૂકડી(ના)મરઘી.
ખડો(ના)વાસ.રેહેઠાણ.
સપનું(ના)ઉંઘમાં આવતો ખોટો વિચાર
સંદેહ(ના)વેહેમ.
હિંમત(ના)બહાદુરી.
હારતાં ક્રિ)મૂકી દેતાં.
તોડ ના)નીકાળો.

પાઠ ૧૪૫મો.

ખાતર(ના ઘાસ છાણ વગેરે કોહી ગયલો કચરો.
ઘરૂ(ના)તરૂ,ઝીણાંકુમળાં છોડ.
કોળા ના ચોડા.
હળ(ના) જમીન ખેડવાનું લોઢાનું અણીદાર હથિઆર.
વરાળયંત્ર(ના)બાફનો સંચો.
ધમધોકાર વિ)ઝડપથી,ઝપાટાબંધ.
પાક(ના)અનાજની નિપજ.
ચાસ(ના)હળ ફેરવીને જમીન પોચી પાડે છે તે.

વાવણી(ના)રોપણી.
હારદોર(વિ)હારબંધ.
કણસાં(ના)કણસલાં.
ડુંબા(ના)કણસલું,કંડી
ક્યારડો(ના)પાણી ભરાયતો નાનો ખાડો.

પાઠ ૧૪૭મો.

જડ(ના)મળ.
ઉપણવું(ક્રિ)ઝાટકવું, ઝાપટવું.
માફક(વિ)ઠીક,અનુકૂળ
નીંદી(કૃ)સાફકરી, કાહાડી નાંખી.
ખરીફ(ના)ચોમાસા પાકનું ધાન્ય.
રવી(ના) શિઆળા પાકનું ધાન્ય.
તર(વિ)તરપત.
વાવેતર (ના) રોપણી
રોપા (ના) છોડવા.
ખળી (ના)દાણા કાહાડવાનું ઠેકાણું.
ખાર (ના)કણસલાં,કડી વગેરેમાંથી દાણા કાહાડવાનું ઠેકાણું.
ફોતરાં (ના) છોતરાં
લાગલાગટ(અ,વરસોવરસ.
હેરફેર(વિ વારા ફરતી, એકેકવરસને આંતરે.
એકાદ (વિ) એક.
પડતર (વિ) ખાલી.
કસ (ના) રસ.

પાઠ ૧૪૮મો.

અમીર (ના)મોટો માણસ.
પાલણપોષણ(ના)ગુજરાન.
નાહર (ના) વરૂ,ફાડી નાખનારાં જાનવરો.
મસ્ત (વિ)જબરા.
દગો (ના) વિશ્વાસઘાત
ઇતબારી(વિ) ભરોસાદાર.
ધણીઆણી (ના)બાયડી, બઇરી.
કડકડતી(વિ) સખત.
ધણી (ના) શેઠ.
વચન (ના) કબુલાત.
ઇલાજ (ના) ઉપાય.
લાચારી (ના)નાચારી.
સાર (ના) મતલબ.
સંકટ (ના) આફત.
પાલણ (ના)પોષણ.

પાઠ ૧૪૯મો.

ગુલામ (ના)વેચાણલીધેલો ચાકર.
સિંહ(ના મોટું ચોપગું જાનવર,જાનવરોનો રાજા.
ભયંકર (વિ)બિયામણો
મોતીઆં(ના)હાંઝાંજ.
ઇરાદો(ના)ધારણા.
અસલ(અ)અગાઉ.
જુલમ (ના)ગજબ.
વગડો(ના) વન, રાન.
ઢગલેઢગલા (વિ)ઘણુંજ
રખડીરખડી(કૃ)ભટકીભટકી.
ભયોભય(અ)ઝપોઝપ.
આય (ના) શકિત.
નિરાશ (વિ) દલગીર.
શોર (ના) અવાજ.
રાંકડું(વિ)દયા ઉપજે એવું, ગરીબડું.
અચંબો(ના નવાઇ.
ધીરજ (ના) હિમ્મત.

પાઠ ૧૫૦મો.

ટાંટિઓ (ના) પગ.
સૂણેલો (કૃ) સૂઝેલો.
આજારી (વિ) માંદો.

કરાર (ના) સુખ,ચેન.
માયા (ના) હેત.
ભાઇબંધ(ના)દોસ્તદાર
ઓચિંતો(અ) એકદમ.
નિર્દય(વિ)દયાવગરનો.
હવાલે કર્યો(ક્રિ)સોંપ્યો.
હાકેમ (ના) સરકાર.
જુલમી (વિ) સખત,
જુલમખાર.
કાયદા (ના) ધારા.

પાઠ ૧૫૧મો.

હિંસા (ના) હત્યા.
મેદાન (ના) મોટી ખુલ્લી જગો.
ઢમકમી (ના) જુગારી.
તમાશો (ના) મજો.
મેદની (ના) ઠઠ.
ઉદાસી (વિ) દલગીર.
ફાળ (ના) કુદકો,
ખરાડા(ના) બૂમ, મોટો ઘાંટો.
ફાડ (ના) ચીર.
કાચા હૈયાનું=નબળું પોચું, નરમ
હોશ(ના) હાંજા ગાત્ર.
તરાપ (ના) ડાકું.
લાડ (ના) ગેલ.
જાતિસ્વભાવ(ના)મુળ ખાસિયત.
કથા (ના) વારતા.
માંડીને(કૃ)વિસ્તારીને
વગડાઉ (વિ)જંગલના
વીસરવો (ક્રિ) ભૂલવો.
બદલો (ના) પાડ.

પાઠ ૧૫૨મો.

પાસરા(વિ)સીધા.
કડકા (ના)ટુકડા,કકડા.
ખોસવી(ક્રિ)ઘોચવી
અભિમાન(ના)અહંકાર.
વહેંચી(કૃ)ભાગ પાડી
પેચ(ના)આંટો.
પોશાક(ના)પેહેરવાનાં લૂગડાં.

પાઠ ૧૫૩મો

લોભિઓ(ના)લાલચુ માણસ.
બંદર(ના)નદીકે દરિઆ કાંઠે આવેલું શેહેર.
ટંગાતું(ક્રિ)લટકાઇ રેહેતું.
ત્રણ પૈસા=ત્રણ દોકડીઆં.
ભાવ(ના)કિમ્મત.
પાઇ(ના એક પઇ.
રાન ના)જંગલ,વન.
રાની(વિ)જંગલી.
મફત(વિ)પૈસા વગર.
ભરાવે(ક્રિ)ભેરવે,અડકાડે.
જાળવીને(કૃ)સાચવીને
લટકી કૃ)ટીંગાઇ.

પાઠ ૧૫૪મો.

થોભ(ના)પાર.છેડો.
તૃષ્ણા(ના)તરસ.
ધરાવું(ક્રિ)તરપતથવું.
આજિજી(ના) કાલાવાલા,ખુશામત.
ફોડીશ(ક્રિ)મૂકીશ.
પંડયાજી(ના ભટજી.
સામટા(વિ)અકદમ,એકે જથે
પછડાણો(કૃ)ઝીકાઇને
અતિશે વિ ઘણા.
લોભ(ના)લાલચ.
શોભા(ના)આબરૂ.
સદા(અ)રોજ,નિત્ય.
ધન(ના)પૈસો,દ્રવ્ય.
ધરાય=તરપત થાય.

# (કવિતાની સમજુતી). (૨૧).

જ્યાં લોભનો છેડો નહીં એટલે અતિશે લોભ થાયછે ત્યાં સઘળી શોભા આબરૂ જતી રેહેછે, જે માણસ હરેક વાતની તૃષ્ણાથી રોજ તરસ્યો રેહેછે તે કોઈ દહાડો જુસાથી ધરાતો નથી.

પાઠ ૧૫૫મો.
કડાકો(ના)અપવાસ.
મણા(ના)કસર.
ઠાવકું(વિ)ડાહ્યું.
નિશા(ના)ખાતરી.
ભક્ષ(ના શિકાર,ખાવાનું.
સડપ(અ)ધપ,પાધરી.
મધુરો(વિ)સારો.
ચડપ(અ)ઝડપથી.
સૂર ના)ગાવાનો સોર.
ખાલી વિ)અમથા.
ખોળતું(કૃ)શોધતું.
દૈવજોગે(અ પરમેશ્વરના કરવાથી.
રૂપ(ના)શરીરની કાન્તિ.
રૂપાળી(વિ)શોભિતી.
ઘાટ(ના)આકાર.
સાદ(ના)અવાજ.
ફૂલા(કૃ)ચહડા.ફુલાઇ.
ઉછાળ્યા(કૃ)ઉંચકી.

પાઠ ૧૫૬મો.
ટટ્ટુ(ના)નાના ઘોડા.
મિઞા ના)મુસલમાન.
બૂઢો(વિ)ઘરડો.
વાંસે(અ)પાછળ.
ભાગ્ય(ના)નસીબ.
ઘટારત(વિ)લાયક.
અસ્વાર(ના)ઘોડો એસીને સ્વારી કરનાર.
કઠણુ(વિ)વજનુર,
હીંડાડે(ક્રિ)ચલાવે.
મેણા(ના ઠપકાનાબોલ
ઝોલું(ના)ટોળું.

પાઠ ૧૫૭મો.
ગજબ(ના)જુલમ.
રેહેમ(ના દયા.
ઠબકવું ક્રિ)બટકવું.
જીવાળ(વિ)જીવવાળો કસદાર.
ઝોળી(ના)ગાંસડી.
ખમતી(વિ)ઉંચકી શકે એવી.

આસામી(ના)માણસ.
સાહેત વાર=થોડોવખત.
અવિચારી(વિ) વગર વિચારના, અણસમજુ.
વળી(ના)સાકટી.
પછાડા(ના)શરીર અફાળવું તે.
કરાડો(ના કિનારો,પાણીમાં ઉંડો ખાડો.
લજવાઇને કૃ)શરમાઇને.
સારૂં નરસું(વિ)સારૂં નઠારૂં.
રૂડું (વિ) સારૂં.

પાઠ ૧૫૮મો.
ભુંડું (વિ) બુરૂં,માઠું
ભલું (વિ)સારૂં, રૂડું.
કાચકી (ના) પાણીના સોપથી ગળે બોલાય નહીં તે.

| | | |
|---|---|---|
| ોઠવો (ના) માટીનો ફુંઓ. | હલકો (વિ) તુચ્છ. | બદલે નઠારૂં. |
| ગ્જેના(વિ)સારા. | પ્રજા (ના) રૈયત. | સજ્જન(ના)સારા માણસ. |
| ધુળતી (ના) સાથી. | પરિવાર (ના) વંશ, વિસ્તાર. | સુવાન(ના)સારીગંધ સારી ખુશબો. |
| કોરા (ના)આંગળીના ટચદારા. | ધનહીણા(વિ)પૈસા વગરના. | કાળ (ના) રીસ. |
| મફાળી (ક્રિ)રફાડી. | ધનવાન (વિ)પૈસાદારા | આળ(ના)અટકચાળું, ખાટું કામ. |
| ારીઆપ બેઠેલા પૈસા આપ. | અભ્યાસ (ના)આખેપ | અજાની (વિ)અણુસમજુ |
| ગ્યાંત(ના) જાત. | કુટુંબી (ન)કુટુંબના | દયાળ (વિ)રેહેમવાળા. |
| સાર (ના) અહ્વાવત. | પિતા (ના)બાપ,તાત | |
| પાઠ ૧૫૯મો | સમ ન (વિ) બરાબર. | |
| | અવગુણુ (ના)સારા ને | |

## (કવિતાની સમજુતી). (૨૨).

આ દુનિઆમાંના બધા લોકો તે પરમેશ્વરની પ્રજા છે,અને આપણે બધા એક કુટુંબના,અને તે એક બાપના છોકરાંછઆ છીએ. (૧).

તેમાં કોઇ શરીરે કાળા હોયછે ને કોઇ ગોરા હોયછે તેમ કોઇ ગરીબ હોયછે ને કોઇ સરખા પૈસાદાર હોયછે, તે બધાને ગણવા.કોઇને પણ હલકો ગણાવો નહીં. (૨).

ભુંડાને બદલે ભલું કરવું (નઠારાને બદલે સારૂ કરવું ) એ સારા માણુસની રીત છે,જેમકે સૂખડને સળગાવીને બાળીએ ત્યારે લાકડા માંહેથી સારી ખુશબો નીકળેછે તેમ. (૩). વળી નાના બચ્ચું જરા બાલ એવું(કંઇ અટકચાળું)કરે તો રીસ ચડતી નથી. તેમજ કોઇ અણુસમજુ માણુસ કાંઇ નુકસાન કરે તો દીલમાં દયા રાખવી (ગુસ્સે થવું નહીં). (૪).

| | | |
|---|---|---|
| પાઠ ૧૬૦મો. | આકરૂં (વિ) કપરૂં. | ફરી (ના)પરેજી. |
| ફીપુર (વિ) જરાક. | પરેજી(ના)ફરી. | આપમત (ના) પોતાનું |

ઉહાપણ.

પાટણ(ના)ગુજરાતની ઉત્તરે શેહેર છે.

મુળાડીઆં (ના,મૂળીઆં.

જોર (ના) મારો,જારી રાખવું.

મતલબ (ના) સાર.

પીડાય(ક્રિ) દુઃખી થાય

પાઠ ૬૧મો

ઉપયોગ (ના)ખપ,વાપરવું.

માતબર(વિ)ફળદ્રપ.

નરાજ (ના) ક્રોધ.

સુરંગ (ના)નેહેર,ભોંયમાં ખાડો ખોદીને તેહેદારૂભરી સળગાવે છે તે.

થર (ના) પડ.

ભાગળ (ના) દરવાજા,

જેવું.

ખડકો (ના) ખાણ સમુદ્રનીનીચેઆવેલા મજબૂત પથરા.

ભડાકો (ના) અવાજ

મિશ્ર (ના) ભેગ.

વખાર(ના)માલ ભરવાનું ઠેકાણું,

ગાજે (ક્રિ) રસ કરે..

જુદા(વિ)છુટી,નોખા

## ગુજરાત દેશનો સંક્ષિપ્ત ઇતિહાસ.

### ( ચાવડા વંશ )

આપણા ગુજરાતમાં જૂનામાં જાનું રાજ્યવલ્લભીપુરનું ગણાયછે. એ વલ્લભીપુર કાઠિઆવાડ વિભાગમાં ભાવનગરની ઉત્તરે થોડા ગાઉઉપર વળા કરીને ગામ છે તેની થડમાં હતું. એ રજપૂત રાજ્યની મોટી રાજધાની હતી. એ રાજ્ય કયાંથી તે કયાં સુધી ચાલ્યું તે નક્કી માલમ પડતું નથી, પણ કેટલાએક લેખ ઉપરથી એમાં પાંચમો રાજા શીલાદીત્ત થયો ત્યારથી એ રાજ્યની કેટલીએક હકીકત જાણવામાં આવેછે. એ શીલાદીત્ત રાજા ઇ૦ સ૦ ૭૨૯માં લડાઇમાં મરાયો. એ રાજા વેદ ધર્મી ને શિવ માર્ગી હતો ને પૈસાની વાતમાં બહુ કંજુસ હતો. અને તેજ સબબથી એ વલ્લભીપુરનો નાશ થયો હોય એમ લાગેછે. વલ્લભીપુરના નાશ થવાના કારણો બે કેહેછે. એક તો લોકો એમ કેહેછે કે વલ્લભીપુરનીપાસે ધસારળાના ડુંગરઆગળ એક સાધુ પોતાના ચેલા સાથ ઉતર્યા હતા તે સાધુ પછી વલ્લભીપુરમાં ભીખ માંગવા ગ—

યો પણ કોઇએ તેને ભીખ આપી નહીં તેથી તેણે શ્રાપ દઈ કહ્યું કે એ શેહેર ઉંધું વળજો ને ધૂળ મળજો, તે કેહેતાંજ વલભીપુર દટાઇ ગયું ને તેનો નાશ થયો, બીજું કારણ એ કેહેછે કે એ વલભીપુરમાં મારવાડના પાલી શેહેરથી કોઈ કાકુ વેપારી આવીને વસ્યો હતો, તેની છોકરીપાસે જડાવ સોનાની કાંસકી હતી તે એક દિવસે ઉપલા શિલાદીત્ત રાજાની છોકરીએ જોઇ તે કાંસકી જોર જુલમથી શીલાદીતે તેની પાસેથી લઈ લીધી, તેથી તે કાકુ વેપારી મલેચ્છ લોકોપાસે ગયો અને તેમને એક લાખ સોનૈયા આપવા કબુલ કરીને શીલાદત્ત રાજાઉપર ચઢાઈ કરાવી, જેમાં શીલાદીત માર્યો ગયો અને વલભીપુરનો નાશ થયો.

વલભીપુરનો નાશ થયા પછી ચાવડા વંશના રજપૂત રાજાઓએ ગૂજરાતમાં રાજ્ય કર્યું. વલભીપુર પછી એ રાજ્યની ગાદી કચ્છના રણ આગલ ઝીંઝુવાડાનીપાસે પંચાસર નગર છે ત્યાં સ્થાપવામાં આવી. ત્યાં ચાવડા વંશનો પેહેલો રાજા જયશીખરી ઇ૦ સ૦ ૬૯૬થી રાજ્ય કરવા લાગ્યો. એ રાજાનીપાસે ઘણીજ દોલત હતી, અને તેની રાણી રૂપસુંદરી ઘણીજ રૂપાળી હતી. એ વેળા કનોજ દેશમાં કલ્યાણ નગર છે ત્યાં સોલંકી વંશનો ભૂવડ નામે મોટો બળવાન અને પ્રાક્રમી રાજા રાજ્ય કરતો હતો તેને જયશીખરીની મોટાઇ તથા બળની વાત કાને પડી, તથા ગૂજરાત દેશની આબાદાનીની ઘણીક વાતો એક શંકર નામના કવિને મ્હોડે તેણે સાંભળી. તેથી તેણે જયશીખરીનીસામા લડવાનું નક્કી કીધું, અને પછી તેનીસાથે મોટી લડાઇ કરી. તે લડાઇ બાવન દિવસસુધી ચાલી તેમાં આખરે જયશીખરી હાર્યો ને માર્યો ગયો, ને ગૂજરાતનું રાજ્ય ભૂવડ રાજાને હાથ આવ્યું.

હવે જયશીખરી લડાઇમાં મરાયો ત્યારે તેની રાણી રૂપસુંદરી ગર્ભવંતી હતી તેને જયશીખરીએ મરતાં પેહેલાં તેના

બાઇ સુરપાળ સાથે વનમાં મોકલી દીધી હતી. હવે સુરપાળ તેને ત્યાં મૂકીને પાછો ફરતાં પોતાના બનેવી જયશીખરીના મરણની વાત તેણે સાંભળી, એટલે તે સોરઠના ડુંગરમાં ભરાઇ રહ્યો. હવે ત્યાં પેલી રૂપસુંદરીએ વનમાં ફળ ફુલ ખાઇને દહાડા કાહાડયા. ત્યાં એક ભીલડીએ તે બાઇનું રક્ષણ કર્યું બાદ થોડેક દહાડે રૂપસુંદરીને છોકરો અવતર્યો. એ છોકરો વનમાં અવતર્યો માટે એનું નામ તેણે વનરાજ (વનનો રાજા) પાડ્યું. વનરાજ ૭ માસનો થયો તવારે એક શીલગુણસુરી નામનો ગોર જી ત્યાં આવ્યો તે જયશીખરીની રાણી તથા વનરાજને પોતાને ઘેર તેડી ગયો. ને ત્યાં વનરાજને ઉછેરીને મોટો કર્યો.

એ વનરાજ આગળ જતાં મોટો શુરો ને સમજણો-થયો, એટલે પછી તેણે પોતાના મામા સુરપાળ અને બીજા-ઓની મદદથી પોતાના બાપનું ગયલું રાજ્ય પાછું મેળવ્યું-ને ઇ૦ સ૦ ૭૪૬ માં એટલે સંવત ૮૦૨ ની સાલમાં અણહિલવાડ નગર વસાવ્યું; ને ત્યાં પોતાની રાજધાની કરી. અણહિલવાડને હાલ સિધ્ધપોર પાટણ કેહે છે, ને તે ગૂજરાતમાં સરસ્વતી નદીઉપર છે.

કોઇ અણહિલ નામના ભરવાડે વનરાજને જવા આવવા-ના રસ્તા બતાવેલા તેઉપરથી વનરાજે પોતાની રાજધાનીનું-નામ અણહિલવાડ પાડયું. શ્રીદેવી નામની કોઇ સ્ત્રિએ વનરાજની ચાકરી કરી હતી. તેથી તે બાઇ પાસે ગાદીએ બેસતી-વખતે વનરાજે ટિલક કરાવ્યું; અને ચાંપો નામે વેપારી આગળ તેનો કારભારી હતો તેને વનરાજે પોતાનો પ્રધાન બનાવ્યો. એ ચાંપાએ ચાંપાનેર શેહેર વસાવ્યું ચાંપાનેર શેહેર રેવા કાંઠામાં હાલોલ કસબાનીપાસે છે. વનરાજ ૬૦ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૮૦૬માં મરણ પામ્યો.

એમ જયશીખરી પછી તેનો છોકરો વનરાજ ગાદીએ બેઠો, તે

આ વનરાજ પછી તેનો છોકરો યોગ્યરાજ ગાદીએ બેઠો, યોગ્યરાજ પછી તેનો છોકરો ખેમરાજ, ખેમરાજ પછી તેનો છોકરો ભુવડ, ભુવડ પછી તેનો છોકરો વિજયસિંગ, વિજયસિંગ પછી તેનો છોકરો રતનાદીત્ત, અને રતનાદીત્ત પછી તેનો છોકરો સામતસિંગ ગાદીએ બેઠો.

વનરાજ મોટો જોરાવર ને બાહાદુર રાજા થઈ ગયો. યોગ્યરાજ ઘણું ભણેલો હતો, ને તીર મારવાનું કામ સારું જાણતો હતો. ને તેણે ઊપજમાં વધારો કીધો હતો. ખેમરાજ જરા-ઓઝરી સ્વભાવનો હતો ને તેણે પણ દેશની દોલત વધારી હતી રતનાદીત્ત સાચો ને સારા ગુણ વાળો માણસ હતો. સામતસિંગ સારો માણસ હતો નહીં, હમણાં બોલે કંઇ તો ફરીને બોલે જુદું. સામતસિંગ ચાવડા વંશમાં છેલ્લો રાજા થઇ ગયો. ચાવડા વંશ ઇ૦ સ૦ ૬૯૬ થી સન ૯૪૨ સુધી એટલે ૨૪૬ વરસ ચાલ્યો. ચાવડા વંશમાં બધા મળીને આઠ રાજા થઇ ગયા તેમનાં નામ, તથા રાજકર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ગાદી પરથી ઉઠયો | કેટલાં વરસ રાજ્ય કીધું. |
|---|---|---|---|
| જયશીખરી. | ઇ૦ સ૦ ૬૯૬ | ૭૪૬ | ૫૦ |
| વનરાજ. | ઇ૦ સ૦ ૭૪૬ | ૮૦૬ | ૬૦ |
| યોગ્યરાજ. | ઇ૦ સ૦ ૮૦૬ | ૮૪૨ | ૩૬ |
| ખેમરાજ. | ઇ૦ સ૦ ૮૪૨ | ૮૬૬ | ૨૪ |
| ભુવડ. | ઇ૦ સ૦ ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વિજયસિંગ. | ઇ૦ સ૦ ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| રતનાદીત્ત. | ઇ૦ સ૦ ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| સામતસિંગ. | ઇ૦ સ૦ ૯૩૫ | ૯૪૨ | ૭ |

## પરિક્ષાના સવાલો.

ગુજરાતમાં જુનામાં જૂનું રાજ્ય કયું ગણાય છે વલભી

પૂર નગરકેણી તરફ છે? વલભીપૂર કયા રાજયની રાજધાની હતી? વલભીપૂરનું રાજ્ય કયાંથી તે કયાં સુધી ચાલ્યું? શીલાદીત્તરાજા કયા સનમાં મરણ પામ્યો? શીલાદિત્તરાજા કયો ધર્મ માનતો હતોને તે કેવો હતો? વલભીપૂરનો નાસ થવાનું કારણશું? વલભીપૂરનો નાશ થવાનું બીજું કારણ લોકો શું કહે છે?. વલભીપૂરનો નાશ થયા પછી કયા રાજાઓએ ગૂજરાતમાં રાજ કર્યું? વલભીપૂર પછી ગૂજરાતનીગાદી કયા નગરમાં સ્થાપવામાં આવી? પંચાસર નગરે કેણી તરફ છે? પંચાસરમાં ચાંવડા વંશનો પેહેલો રાજા કયો થયો? જયશીખરી પાસે કેટલી દોલત હતી? જયશીખરીની બાયડીનું નામ શું? રૂપસુંદરી દેખાતી કેવી હતી? જયશીખરી પંચાસર નગરની ગાદીએ બેઠો તેવારે કનોજ દેશના કલ્યાણ નગરમાં કયો રાજા રાજ કરતો હતો? ભૂવડ રાજા કેવો હતો? ભૂવડરાજા જયશીખરી સાથે લડાઇ કરવાને શાથી ઉસકેરાયો? ભૂવડરાજાને ને જયશીખરીને પછી લડાઇ થઈ કે નહીં? તે લડાઇ કેટલા દીવસ સુધી ચાલી ? તે લડાઇમાં કોણ હાર્યું ને કોણ જીત્યું? પછી ગૂજરાતનું રાજ્ય કોને હાથ આવ્યું ? જયશીખરી ભૂવડ રાજા સાથે લડાઇમાં મરાયો ત્યારે તેની રાણી રૂપસુંદરી કેવી હાલતમાં હતી? તે રૂપસુંદરીને જયશીખરીએ મરતાં પેહેલાં કયાં મોકલી દીધી હતી ? કોની સાથે મોકલી દીધી હતી ? સુરપાળે જયશીખરીના મરણની વાત સાંભળી ત્યારે તે કયાં ભરાઇ રેહા ? રૂપસુંદરી વનમાં શું ખાતી હતી ? રૂપસુંદરીની બરદાશ વનમાં કોણે લીધી હતી ? રૂપસુંદરીને દહાડા હતા તો તેને શું અવતર્યું ? વનરાજ શાથી નામ પાડયું? વનરાજ છ મહિનાનો થયો ત્યારે તેને કોણ તેડી ગયું ? રૂપસુંદરી પછી કયાં રહી ? વનરાજ આગળ જતાં કેવો રાજા થયો વનરાજે પછી પોતાના બાપનું ગયલું રાજ્ય પાછું મેળવ્યું કે નહીં ? વનરાજે પાછું રાજ્ય મેળવ્યું તો કોની મદદથી મેળવ્યું ? વનરાજે કયું નગર વસાવ્યું ? વનરાજે અણહીલવાડ કયા શાકમાં વસાવ્યું ? વનરાજે પોતાની રાજધાની કય

કરી? અણહિલવાડને હાલ શું કેહેછે? સિધ્ધપોર પાટણ કેણી તરફ છે? વનરાજે પોતાની રાજધાનીનું નામ અણહિલવાડ કેમ પાડયું? વનરાજ ગાદીએ બેઠો ત્યારે ટિલક કઇ બઇરી પાસે કરાવ્યું? તે બઇરી પાસે ટિલક કરાવવાનું શું કારણ? વનરાજ ગાદીએ બેસતી વખત પ્રધાન કોને બનાવ્યો હતો? ચાંપા પ્રધાને કયું શેહેર વસાવ્યું? ચાંપાનેર કેણી તરફ છે? વનરાજે કેટલાં વરસ રાજ્ય કીધું? વનરાજ કયા સાલમાં મરણ પામ્યો? જયશીખરી પછી કોણ ગાદીએ બેઠું? વનરાજ પછી કોણ ગાદીએ બેઠું? યોગ્યરાજ પછી કોણ ગાદીએ બેઠું? ખેમરાજ પછી કોણ ગાદીએ બેઠું? ભૂવડ પછી કોણ ગાદીએ બેઠું? વિજયસિંગ પછી કોણ ગાદીએ બેઠું? રતનાદીત્ત પછી કોણ ગાદીએ બેઠું? વનરાજ કેવો રાજા થઇ ગયો? યોગ્યરાજ કેવો રાજા હતો, ને તે શું કામ જાણતા હતા? ખેમરાજ કેવી રીતનો માણસ હતો? રતનાદીત્ત કેવો માણસ હતો? સામતસિંગ સારો માણસ હતો કે નહીં? ચાવડા રજપૂતોમાં છેલ્લો રાજા કોણ થઇ ગયો? ચાવડા વંશ કેટલાં વરસ સુધી ચાલ્યો? ચાવડા વંશમાં બધા મળીને કેટલા રાજા થઇ ગયા? ચાવડા વંશના આઠે રાજા કયારે ગાદીએ બેઠા કયારે ગાદી ઉપરથી ઉઠયા, ને દર એક જણે કેટલાં વરસ રાજ્ય કીધું તે સામટું કહી જાઓ?

(સોલંકી વંશ).

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંગને પેટે કાંઇ છોકરૂં હતું નહીં એટલે ચાવડા વંશના રાજ્યની ગાદી સોલંકી વંશમાં ગઇ. એવી રીતે કે સામતસિંગની બેહેન લીલાદેવી કરીને હતી તે કનોજના રાજા ભુવનાદિત્યના છોકરા રાજ સાથે પરણી હતી. તે લીલાદેવીને મૂળરાજ નામે છોકરો થયો. એ મૂળરાજ મૂળ નક્ષત્રમાં જન્મો તેથી તેનું નામ મૂળરાજ પડયું. એ મૂળરાજે પોતાના મામા સામતસિંગને મારી નાખ્યો ને તેની ગાદીએ ઈ૦ સ૦ ૯૪૨ માં બેઠો. મૂળરાજ ગાદીએ બેઠો તેવારે ઉત્તરેથી અજમેરનો રાજા ચઢી આવ્યો, અને દક્ષિણથી તેલંગણના રાજાએ પોતાના

સરદાર બાર્પને સ્વારી કરવા મોકલ્યો, તેમાં મૂળરાજે અજમેરના રાજાને તો કાંઇક ધન આપીને પાછોવાળ્યો, અને સરદાર બાર્પને લડાઇમાં હરાવી નસાડી મૂક્યો. ત્યાર પછી મૂળરાજે સોરઠના રાજાઉપર ચઢાઇ કરીને તેને હરાવી પોતાની આણ મનાવી અને તેની મદદે આવેલા કચ્છના રાજા લાખાને માર્યો મૂળરાજે કેટલાંએક શિવાલય બંધાવ્યાં, અને સિદ્ધપોરમાં એક મોટું રૂદ્રમાળ દેહેરૂં બંધાવ્યું અને ઔદીચ બ્રાહ્મણોને ગૂજરાતમાં વસાવ્યા. એ મૂળરાજ સોલંકી વંશનો પેહેલો રાજા લોભી તેમ પરાક્રમી હતો. તે ૫૫ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૯૯૭ માં મરણ પામ્યો.

મૂળરાજ પછી તેની ગાદીએ તેનો છોકરો ચામૂડ બેઠો. ચામૂડને ત્રણ છોકરા હતા (વલ્લભસેન, દુર્લ્લભસેન ને નાગરાજ), તેમાં ચામૂડે ૧૩ વરસ રાજ્ય કરીને પોતાના મોટા છોકરા વલ્લભસેનને ગાદી સોંપી ને પોતે કાશીએ જઇ રહ્યો. વલ્લભસેન થોડા મહિના રાજ્ય ભોગવી સૈયડના રોગથી મરણ પામ્યો. એ વલ્લભસેન પછી તેની ગાદી તેના ભાઇ દુર્લ્લભસેનને મળી. દુર્લ્લભસેને સારી રીતે રાજય ચલાવ્યું, દેશની આબાદાની કરી, અને તળાવ દેહેરાં બંધાવ્યાં તથા બીજાં ધર્મનાં કામો કીધાં.

દુર્લ્લભસેન પછી ચામૂડના ત્રીજા છોકરા નાગરાજનો છોકરો ભીમદેવ ગાદીએ બેઠો. એ ભીમદેવના વખતમાં ધિજનીના સુલતાન મહમૂદ બાદશાહે ઇ૦ સ૦ ૧૦૨૪ માં ગૂજરાત ઉપર સ્વારી કરી તેથી ભીમદેવ નાઠો, ને મહમૂદે કાઠિઆવાડની નૈરૃત્ય દિશાએ પ્રભાસપાટણમાં સોમનાથનું દેહેરૂં છે તે લૂટી લીધું, ને ત્યાંથી બહુ પૈસો મેળવી પોતાના દેશ તરફ ચાલતો થયો. એ ભીમદેવના વખતમાં વીમળશાહ નામે પૈસાદાર શ્રાવકે આબુ ઉપર અને આરાસુર ઉપર સારાં આરસપાહાણનાં જૈન ધર્મનાં દેહેરાં બંધાવ્યાં. ભીમદેવ મોહો બાણાવળી ને જોરાવર રાજા હતો. તેને ત્રણ છોકરા હતા (કરણ, ખેમરાજને, મૂળરાજ), તેમાં ભીમદેવ ૫૦ વરસ રાજ્ય કરીને ઇ૦ સ૦ ૧૦૭૨ માં પોતાના છોકરા ક-

રણને રાજય સોંપી પોતે તિર્થવાસી થયો. કરણ રાજા ગાદીએ બેઠા પછી તેણે ધંધુકા, મેહેવાસ વગેરેના કોળી રાજાઓને વશ કર્યા તેથી એના વખતમાં લડાઇઓ થઇ નથી. એ કરણ રાજાએ પાટણની દક્ષિણે મોઢેરા ગામ છે ત્યાં કરણ સાગર નામે મોટું તળાવ બંધાવ્યું, તથા કરણાવતી શેહેર વસાવ્યું. એ કરણાવતી શેહેર ક્યાં છે તે માલમ પડયું નથી.

કરણ રાજા દક્ષિણ માંહેલા ચંદ્રાવતી નગરના રાજા રાજકેશીની છોકરી મીનળદેવી સાથે પરણ્યો હતો. તેને સિદ્ધરાજ નામે કુંવર થયો એ સિદ્ધરાજ ૧૧ વરસનો થયો એટલે કરણ રાજા મરણ પામ્યો. સિદ્ધરાજની નાની ઉમ્મરમાં બાપ મરણ પામ્યો તેથી થોડાં વરસ સિદ્ધરાજની મા મીનળદેવીએ રાજય ચલાવ્યું. એ મીનળદેવીએ અમદાવાદ જીલ્લાના વીરમગામ કસબામાં મુનસર, ને ધોળકા કસબામાં મલાવ એવાં બે તળાવો બંધાવ્યાં સિદ્ધરાજ નાનો હતો ને તેની મા મીનળદેવી રાજય ચલાવતી હતી તે વખત માળવાના રાજા યસોવરમાને એ રાજયપર ચુઢાઇ કરી. પણ પાછળથી સિદ્ધરાજ તેની સાથે બાર વરસ સુધી લડયો ને અંતે તે યસોવરમાન રાજાને હરાવીને કેદ કીધો. વળી કોઈ કુંભારને ત્યાં ઉછરેલી છોકરી નામે રાણીક દેવી કરીને હતી. તેની સાથે સિદ્ધરાજનો વિવાહ થયલો હતો, તે કુંવરીને સોરઠનો રાજા રાખેંગાર જોર જુલમથી લઇ જઇને પરણ્યો, તેથી તે કન્યા પાછી લેવા સારૂ સિદ્ધરાજને તે સોરઠના રાજા રાખેંગાર સાથે મોટી લડાઇ કરી તેમાં રાખેંગાર હાર્યો ને સિદ્ધરાજે રાણીક દેવીને પાછી આણી પણ પછી તે રાણી રાણીકદેવી પાછી સિદ્ધરાજ સાથે પરણી નહીં ને વઢવાણ આગળ સતી થઇને બળી માઇ. સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ તળાવ બંધાવ્યું, અને સિદ્ધપોરમાં રૂદ્રમાળ બંધાવ્યું, ને બીજાં ધર્મનાં કામો કરીને લોકોને સુખી કયા તેથી તેની ઘણી નામના થઈ, સિદ્ધરાજ એ હિંદુ રાજાઓમાં સૌથી મોટો વિદ્વાન અને પ્રતાપી રાજા થઇ ગયો. તેણે રૈયતને સુખ થાય એવી રીતે રા-

જ્ય ચલાવ્યું તેથી હાલ તેને સિદ્ધરાજ જયસિંહ કે સધરાજે-સંગ કેહે છે. એ રાજા ૪૯ વરસ રાજ્ય કરીને સન ૧૧૪૩માં મરણ પામ્યો.

સિદ્ધરાજને કાંઇ છોકરો હતો નહીં તેથી તેનું રાજ્ય તેના ઓરમાન કાકા ખેમરાજના વંશમાં ગયું. ખેમરાજને દેવપ્રસાદ કરીને છોકરો હતો, દેવપ્રસાદને ત્રિભોવનપાળ કરીને છોકરો હતો-અને ત્રિભોવનપાળને મહીપાળ, કીરતીપાળ. ને કુમારપાળ એવ, ત્રણ છોકરા હતા—તેમાં સિદ્ધરાજ પછી તેની ગાદીએ તે ખેમ-રાજના છોકરાનો છોકરો, ને તેનો છોકરો કુમારપાળ બેઠો: કુમ રપાળને ગાદીએ બેસાડવાની સિદ્ધરાજની તો મરજી હતી નહીં પણ સિદ્ધરાજ મુવા પછી તેના પ્રધાનોએ કુમારપાળને ગાદીએ બેસાડ્યો. એ કુમારપાળે ઘણાં શિવાલય તથા પારસનાથનાં દે-હેરાં બંધાવ્યાં. એ રાજા ૩૧ વરસ રાજ્ય કરીને રગત પીતના રોગથી મરણ પામ્યો. અને કેટલાક કેહેછે કે તેના ભત્રિજા અજેપાળે ઝેર દઇને તેને મારી નાંખ્યો. કુમારપાળ પછી તેનો ભાઇ મહીપાળનો છોકરો અજેપાળ ગાદીએ બેઠો. એ રાજા વૈ-શ્નવ ધર્મને માનતો તેથી જૈનધર્મનાં ઘણાંક દેહેરાં તેણે તો-ડાવી નાંખ્યાં. એને રાજ્ય કરતાં ત્રણ વરસ થયાં એટલામાં એ-ની દેવડીના કોઈ માણસે કટાર મારી એનો જીવ લીધો. એ-અજેપાળ પછી તેની ગાદીએ તેનો નાનો છોકરો મૂળરાજ બે-ઠો. એ મૂળરાજને બચપણમાં ગાદી મળી તેથી તેનું નામ બા-ળ મૂળરાજ પડ્યું. એની નાની ઉમ્મરને લીધે થોડી મુદત એ ની માએ રાજ્યનો વહિવટ ચલાવ્યો. એ બાળ મૂળરાજના વખતમાં મહમદ શાહબુદ્દીન ગોરી નામના મુસલમાન બાદશાહે-ગુજરાત ઉપર ચઢાઇ કરી હતી, પણ તેને બાળમૂળરાજના કા-કા ભોળા ભીમદેવે હરાવીને પાછો કાહાડ્યો. બે વરસ સુધી બા-ળમૂળરાજનું રાજ્ય ફક્ત નામનું ચાલ્યું, પછી તેની ગાદીએ તે નો કાકો ભીમદેવ બેઠો. એ ભીમદેવ રાજા ચઢાઉ ને અવિચા-

રી હતો તેથી તેને ભોળો ભીમદેવ કહે છે. એ ભોળા ભીમદેવ ને ને દીલ્હીના ચોહાણ જાતના પૃથુરાજને મોટી લડાઇ થઇ હતી. કારણ કે પૃથુરાજનો વિવાહ જે આબુના રાજાની છોકરી સાથે થયો હતો તે કન્યા ભોળા ભીમને જોઇતી હતી, પણ તેમાં ભોળો ભીમ હાર્યો ને તેનું કાંઇ ચાલ્યું નહીં. ભોળો ભીમ- ૬૩ વરસ રાજ્ય કરીને મરણ પામ્યો. ત્યાર પછી તેની ગાદીએ ત્રિભોવનપાળ બેઠો. એ ત્રિભોવનપાળ સોલંકી વંશનો છેલ્લો- રાજા થઇ ગયો. તેણે ફકત બેજ વરસ રાજ્ય કીધું એટલામાં વાધેલા વંશના વિશળદેવ રાજાએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મુક્યો, ને પછી એ સોલંકીના રાજ્યપર વાધેલા રાજાની સત્તા બેઠી. ત્રિભોવનપાળ રાજાના વખતમાં કાંઇ જાણવા જોગ બીના બની નથી. સોલંકીવંશ ઇ૦ સ૦ ૯૪૨થી સન ૧૨૪૪ સુધી એટલે ૩૦૨ વરસ ચાલ્યો. સોલંકી વંશમાં બધા મળીને ૧૨ રાજા થઇ ગયા તેમનાં નામ, તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી નીચે મુજબ.

| | | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ગાદીપર- થી ઉઠયો | કેટલાં વરસ રાજ્ય કીધું. |
|---|---|---|---|---|
| મૂળરાજ. | ઇ૦ સ૦ | ૯૪૨...... | ૯૯૭.................. | ૫૫ |
| ચમૂડ. | ઇ૦ સ૦ | ૯૯૭...... | ૧૦૧૦.................. | ૧૩ |
| વલ્લભસેન. | ઇ૦ સ૦ | ૧૦૧૦...... | ૧૦૧૦......... | થોડા મહિના. |
| દુર્લભસેન. | ઇ૦ સ૦ | ૧૦૧૦...... | ૧૦૨૨ .................. | ૧૨ |
| ભીમદેવ. | ઇ૦ સ૦ | ૧૦૨૨...... | ૧૦૭૨.................. | ૫૦ |
| કરણ. | ઇ૦ સ૦ | ૧૦૭૨...... | ૧૦૯૪.................. | ૨૨ |
| સિદ્ધરાજ. | ઇ૦ સ૦ | ૧૦૯૪...... | ૧૧૪૩.................. | ૪૯ |
| કુમારપાળ. | ઇ૦ સ૦ | ૧૧૪૩...... | ૧૧૭૪.................. | ૩૧ |
| અજેપાળ. | ઇ૦ સ૦ | ૧૧૭૪...... | ૧૧૭૭.................. | ૩ |
| બાળમૂળરાજ. | ઇ૦ સ૦ | ૧૧૭૭...... | ૧૧૭૯.................. | ૨ |
| ભોળોભીમદેવ | ઇ૦ સ૦ | ૧૧૭૯...... | ૧૨૪૨.................. | ૬૩ |
| ત્રિભોવનપાળ. | ઇ૦ સ૦ | ૧૨૪૨...... | ૧૨૪૪.................. | ૨ |

# (પરીક્ષાના સવાલો).

ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંગને પેટે શું છોક-
રાં હતાં? સામતસિંગ મુવા પછી ચાવડા વંશની ગાદી ક્યા વં-
શમાં ગઇ? સામતસિંગની બેહેનનું નામ શું? લીલાદેવી કોની
સાથે પરણી હતી? મૂળરાજ કોનો છોકરો? મૂળરાજ શાથી ના
મ પડયું? સામતસિંગ પછી તેની ગાદીએ કોણ બેઠું? મૂળરાજ
સામતસિંગનો શું સગો થાય? મૂળરાજને સામતસિંગે ખુશીથી
ગાદી ઉપર બેસાડયો કે? મૂળરાજ ક્યા વરસમાં સામતસિંગની
ગાદીએ બેઠો? મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે ક્યા ક્યા રાજા
ચઢી આવ્યા? પછી તે રાજાઓએ શું કીધું? ત્યાર પછી મૂળ-
રાજે ક્યાં ચઢાઇ કરી ને કોને માર્યો? મૂળરાજે ધર્મના શું શું કા-
મો કીધા? કઇ જાતના બ્રાહ્મણોને મૂળરાજે ગૂજરાતમાં વસા-
વ્યા? મૂળરાજ કેવો રાજા હતો? મૂળરાજે કેટલાં વરસ રાજ
કીધું, ને ક્યા સાલમાં મરણ પામ્યો? મૂળરાજ પછી તેની ગા
દીએ કોણ બેઠું? ચામુંડને કેટલા છોકરા હતા તેમાં નામ દેઓ?
ચામુંડ પછી તેની ગાદીએ કોણ બેઠું? વલ્લભસેનને કેટલા વર
સ રાજ્ય કીધું? વલ્લભસેન શાથી મરણ પામ્યો? વલ્લભસેનની
ગાદી કોને મળી? દુર્લભસેને કેવી રીતે રાજ્ય ચલાવ્યું ને શું
શું કામો કીધાં? દુર્લભસેન પછી કોણ ગાદીએ બેઠું? ભીમદેવ
ના વખતમાં ક્યા બાદશાહે ગુજરાત ઉપર સ્વારી કરી હતી?
ક્યા વરસમાં સ્વારી કરી હતી? તેમાં ભીમદેવનું શું થયું? સુલ
તાન મહમૂદે પછી કયું દેહેરૂં લૂટયું? ને દેહેરામાંથી શું શું તે-
ણે લૂટી લીધું? સોમનાથનું દેહેરૂં કેણી તરફ છે? ભીમદેવના વ-
ખતમાં આબુ ઊપર ને આરાસુર ઉપર કોણે દેહેરાં બંધાવ્યાં?
ભીમદેવ કેવો રાજા હતો? ભીમદેવને કેટલા છોકરા હતા તેના
નામ દેઓ? ભીમદેવે કેટલાં વરસ રાજ્ય કીધું, ને ક્યા સાલ-
માં રાજ્યની ગાદી છોડી? ભીમદેવે રાજ્યની ગાદી કોને સોંપી? કરણ
રાજાએ ગાદીએ બેઠા પછી તેણે ક્યા લોકોને વશ કર્યા? કરણ રા-

જનાવખતમાં લડાઇઓ કેવી થઇ? કરણ રાજાએ કયું તળાવ બંધાવ્યું? ને કયું શેહેર વસાવ્યું? કરણ સાગર તળાવ કયા છે? કરણાવતી શેહેર કયાં છે? કરણ રાજા કોની સાથે પરણ્યો હતો? કરણ રાજાના છોકરાનું નામ શું? સિદ્ધરાજ કેટલાં વરસનો થયો ત્યારે કરણ મરણ પામ્યો? સિદ્ધરાજ નાની ઉમ્મરનો હતો ને તેનો બાપ મરણ પામ્યો ત્યારે થોડાં વરસ રાજય કોણે ચલાવ્યું? સિદ્ધરાજની માનું નામ શું? મીનળદેવીએ કયા કયા તળાવો બંધાવ્યાં? મીનળદેવી રાજય ચલાવતી હતી તેવારે તેના રાજય ઉપર કોણે ચઢાઈ કરી હતી? પછી તે યસોવરમાન રાજાનું શું થયું? સિદ્ધરાજનો વિવાહ કોની સાથે થયો હતો? રાણીકદેવી કોની છોકરી હતી? રાણીકદેવીને કોણ પરણી લઈ ગયું હતું? રાણીકદેવીને સારૂ કોને કોને લડઇ થઇ હતી? સોરઠના રાજા પાસેથી રાણીકદેવી સિદ્ધરાજના હાથ આવી કે નહીં? સિદ્ધરાજે કયાં તળાવ બંધાવ્યું, અને રૂદ્રમાળ કયાં બંધાવ્યું? સિદ્ધરાજની નામના શાથી થઇ? સિદ્ધરાજ એ હિંદુરાજાઓમાં કેવો રાજા થઈ ગયો? સિદ્ધરાજ જયસિંહ અથવા સધરાજેસંગ કેમ કેહે છે? સિદ્ધરાજે કેટલાં વરસ રાજ્ય કીધું, ને કયા શાલમાં મરણ પામ્યો? સિદ્ધરાજને કેટલા છોકરા હતા? સિદ્ધરાજને કંઇ છોકરૂં હતું નહીં ત્યારે તેની ગાદી કોના વંશમાં ગઈ? ખેમરાજને કેટલા છોકરા હતા? દેવપ્રસાદને કેટલા છોકરા હતા? ત્રિભોવનપાળને કેટલા છોકરા હતા? સિદ્ધરાજ પછી તેની ગાદીએ કોણ બેઠું? સિદ્ધરાજની મરજી કુમાર પાળને ગાદીએ બેસાડવાની ખરી કે નહીં? કુમારપાળને સિદ્ધરાજની ગાદીએ કોણે બેસાડયો? કુમારપાળે શું શું ધર્મનાં કામો કીધાં? કુમારપાળે કેટલાં વરસ રાજ્ય કીધું? કુમારપાળ શાકારણથી મરણ પામ્યો? કુમારપાળ પછી તેની ગાદીએ કોણ બેઠું? અજેપાળ કયો ધર્મ પાળતો હતો? અજેપાળને કોણે મારી નાંખ્યો? અજેપાળ પછી કોણ ગાદીએ બેઠું? બાળમૂળરાજ શાથી નામ પડયું?

બાળમૂળરાજ નાનો હતો તેથી થોડી મુદ્દત કોણે રાજ્ય ચ-
લાવ્યું. બાળમૂળરાજના વખતમાં ક્યા મુસલમાન બાદશાહે ગૂજ-
રાત ઉપર ચઢાઇ કરી હતી? પછી તે ચઢાઇમાં શું થયું? બાળ
મૂળરાજે કેટલાં વરસ રાજ્ય કીધું? બાળમૂળરાજ પછી તેની
ગાદીએ કોણ બેઠું? ભીમદેવને ભોળો ભીમદેવ શાથી કેહેછે? ભો
ળા ભીમદેવને કોની સાથે લડાઈ થઇ હતી? શાકારણથી ભીમદેવ
ને પૃથુરાજ સાથે લડાઈ કરવી પડી હતી? પછીભીમદેવનું તે લડાઇ
માં શું થયું? ભોળોભીમ કેટલાં વરસ રાજ્ય કરીને મરણ પા
મ્યો? ભોળાભીમની ગાદીએ કોણ બેઠું? સોલંકી વંશમાં છેલ્લો
રાજા કોણ થઇ ગયો? ત્રિભોવનપાળે કેટલાં વરસ રાજ્ય કીધું
ત્રિભોવનપાળને ગાદી ઉપરથી કોણે ઉઠાડી મુક્યો? સોલંકી વં-
શ પછી કયા વંશના રાજાઓ થયા? ત્રિભોવનપાળના વખતમાં
શું શું જાણવા જોગ બીના બની? સોલંકીવંશ કેટલાંવરસ ચાલ્યો?
સોલંકી વંશમાં બધા મળીને કેટલા રાજાઓ થઇ ગયા? સોલકી
વંશના બારે રાજા કયારે ગાદીપર બેઠા ને કયારે ગાદીપરથી ઉઠયા,
ને દરએક જણે કેટલાં વરસ રાજય કીધું તે સામટું કહી જાઓ?

(વાઘેલા વંશ).

કોઇ વાઘેલો રજપુત લવણપ્રસાદ વાઘેલા ગામમાં રેહે-
તો હતો તેથી વાઘેલા વંશ નામ પડયું. એ વલણ પ્રસાદ સો-
લંકી વંશના ભોળા ભીમદેવ રાજાનો પ્રધાન બન્યો હતો. પાછળ
થી અકેકને અણબનાવ થયો તેથી લવણપ્રસાદે બંડ ઉઠાવી તેનો
મલક બધો કબજે કરી લીધો. એ લવણપ્રસાદને વીરધવળ ના
મે પરાક્રમી છોકરો હતો તેણે બાપના રાજયમાં વધારો કર્યો
એ વીરધવળને વસ્તુપાળ ને તેજપાળ એવા બે પ્રધાન હતા.
તેઓ મોટા લડવૈયા હતા. વીરધવળ રાજા ઇ૦ સ૦ ૧૨૪૦માં
મરણ પામ્યો, ત્યાર પછી તેની ગાદીએ તેનો છોકરો વિશળદેવ
બેઠો. એ વિશળદેવ વાઘેલા વંશમા પેહેલો રાજા થયો. વિશળદેવે
ઇ૦સ૦ ૧૨૪૪માં અણહિલવાડ એટલે પાટણ ઉપર સ્વારી કરીને

ત્યાંના છેલ્લા સોલંકી રાજા ત્રિભોવનપાળને હરાવી તેનું રાજ્ય જી-
તી લીધું, ને પોતે તેની ગાદી ઉપર બેઠો. પછી તેણે ગુજરાત મા
હેલાં વીશનગર ને વીજાપોર એવાં બે શેહેરો વસાવ્યાં ને ડભો
ઇનો કિલ્લો બાંધ્યો. એ વિશળદેવ રાજા કર્ણાટકના રાજાની
કુંવરી સાથે પરણ્યો હતો. વિશળદેવે ૧૮ વરસ રાજ્ય કીધું,
ત્યાર પછી તેની ગાદીએ અનુક્રમે અરજુનદેવ, સારંગદેવ, ને કરણ
ઘેલો એવા ત્રણ રાજાઓ થયા. વાઘેલા વંશનો છેલ્લો રાજા ક-
રણ ઘેલો ઇ૦ સ૦ ૧૨૭૯માં ગાદીએ બેઠો. એ કરણઘેલા રાજાની
પાસે માધવ અને કેશવ એવા બે પ્રધાન હતા, તેમાં માધવની બ-
ઇરી ઘણી રૂપવંતી હતી તેને કરણ રાજાએ જોર જુલમથી લઇ
લીધી ને વળી કેશવ પ્રધાનને મારી નાંખ્યો. તેથી માધવ પ્રધાન
દીલ્હીના અલાઉદ્દીન બાદશાહ પાસે ગયો, ને તેને કેટલીક ભેટ
આપીને સમજાવીને ગુજરાત ઉપર તે અલાઉદ્દીન પાસે ચઢાઇ
કરાવી. પછી કરણ રાજાની ને અલાઉદ્દીનની મોટી લડાઇ થઇ
તેમાં કરણ રાજા હાર્યો ને દક્ષિણ તરફ નાસી ગયો, ને તેનું રાજ્ય
એ અલાઉદ્દીન ખીલજીએ જીતી લીધું. વળી એ કરણ રાજાની
રાણીઓને પકડીને તેને દીલ્હી મોકલી દીધી ને તેમાંની એક ક-
મળાદેવી કરીને હતી તેને અલાઉદ્દીને પોતાની સ્ત્રી કરી રાખી.
એ કમળાદેવીને એક છોકરી હતી તે આ વખતે પોતાનો બાપ
કરણ નાઠો તેની સાથે હતી. કરણ રાજા તેને લઇને દક્ષિણમાં
નાશીકની ઉત્તરે બાગલાણમાં ભ ગ્યો હતો ત્યાં અલાઉદ્દીને ફોજ
મોકલીને તે છોકરીને પણ પોતાની પાસે તેડાવી લીધી. એ રીતે
વાઘેલા રાજાઓની પડતી આવી ને છેલ્લો રાજા કરણ જ્યારથી
લડાઇમાં અલાઉદ્દીન ખીલજી સાથે હાર્યો ત્યારથી ગુજરાતની ગાદી
મુસલમાનના હાથમાં ગઇ. વાઘેલા વંશમાં બધા મળીને ચાર રા-
જાઓ થયા તેમનાં નામ, તથા રાજ્ય કર્યાના વરસની વંશાવળી
નીચે મુજબ.

| | ક્યારે ગાદીએ બેઠો. | ક્યારે ગાદીપરથી ઉઠયો. | કેટલાં વરસ. રાજ્ય કીધું. |
|---|---|---|---|
| વિશળદેવ | ઈ૦ સ૦ ૧૨૪૪ | ૧૨૬૨ | ૧૮ |
| અરજુનદેવ | ઈ૦ સ૦ ૧૨૬૨ | ૧૨૭૫ | ૧૩ |
| સારંગદેવ | ઈ૦ સ૦ ૧૨૭૫ | ૧૨૭૯ | ૪ |
| કરણ ઘેલો | ઈ૦ સ૦ ૧૨૭૯ | ૧૨૮૪ | ૫ |

( પરિક્ષાના સવાલો ).

વાઘેલા વંશ શાથી નામ પડયું? લવણ પ્રસાદ કોનો પ્રધાન બન્યો હતો? ભોળા ભીમદેવનો મૂલક શાકારણથી લવણપ્રસાદે બધો લઇ લીધો? લવણપ્રસાદના છોકરાનું નામ શું? વીરધવળને કયા બે પ્રધાનો હતા તેનાં નામ દેઓ? વીરધવળ રાજા કયા વરસમાં મરણ પામ્યો? વીરધવળ પછી તેની ગાદીએ કોણ બેઠું? વાઘેલા વંશમાં પેહેલો રાજા કયો થયો? વિશળદેવે કયાં સ્વારી કરી ને કયા વરસમાં? વિશળદેવે કોનું રાજ્ય જીતી લીધું? વિશળદેવ રાજાએ કયા કયા શેહેરો વસાવ્યાં? વિશળદેવ રાજા કોની છોકરી સાથે પરણ્યો હતો? વિશળદેવે કેટલાં વરસ રાજ્ય કીધું? વિશળદેવ પછી તેની ગાદીએ કયા કયા રાજાઓ થયા? વાઘેલા વંશનો છેલ્લો રાજા કયો? કરણઘેલો કયા સાલમાં ગાદીએ બેઠો? કરણ રાજા પાસે કયા કયા બે પ્રધાનો હતા? કરણ રાજાનું રાજ્ય કોણે જીતી લીધું? કરણ ઘેલાને કોની સાથે લડાઈ થઇ હતી? કરણ ઘેલાને ને અલાઉદ્દીન ખીલચીને લડાઇ થવાનું કારણ શું? રાજા કરણ લડાઈમાં હાર્યો તો નાશીને કયાં જતો રહ્યો? કરણ રાજાની રાણીઓને પકડીને અલાઉદ્દીને કયાં મોકલી દીધી.? કરણની બધી રાણીઓમાંથી કઇ રાણીને અલાઉદ્દીને પોતાની બઇરી બનાવી? કમળાદેવીને એક છોકરી હતી તે કરણ નાઠો તેની સાથે હતી કે અલાઉદ્દીન પાસે હતી, કમળાદેવીની છોકરીને કરણ પાસેથી અલાઉદ્દીને શા રીતે તેડાવી લીધી? વાઘેલા રાજાઓની પડતી ક્યારથી આવી? ગૂજરાતની ગાદી મુસલમાનના હાથમાં

ક્યારથી ગઇ? વાઘેલા વંશમાં બધા મળીને કેટલા રાજાઓ થઇ ગયા? વાઘેલા વંશના રાજાઓનાં નામ, અને તેઓના રાજ્ય કર્યાના વરસની વંશાવળી બોલી જાઓ?

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| A | a | *A* | *a* | એ | N | n | *N* | *n* | એન |
| B | b | *B* | *b* | બી | O | o | *O* | *o* | ઓ |
| C | c | *C* | *c* | સી | P | p | *P* | *p* | પી |
| D | d | *D* | *d* | ડી | Q | q | *Q* | *q* | ક્યુ |
| E | e | *E* | *e* | ઇ | R | r | *R* | *r* | આર |
| F | f | *F* | *f* | એફ | S | s | *S* | *s* | એસ |
| G | g | *G* | *g* | જી | T | t | *T* | *t* | ટી. |
| H | h | *H* | *h* | એચ | U | u | *U* | *u* | યુ |
| I | i | *I* | *i* | આઇ | V | v | *V* | *v* | વી |
| J | j | *J* | *j* | જે | W | w | *W* | *w* | ડબલ્યુ |
| K | k | *K* | *k* | કે | X | x | *X* | *x* | એક્સ |
| L | l | *L* | *l* | એલ | Y | y | *Y* | *y* | વાઇ |
| M | m | *M* | *m* | એમ | Z | z | *Z* | *z* | ઝેડ |